# યુગ પલટાય છે



પ્રવક્તા :

રવિશંકર મહારાજ

સંપાદક

મગનભાઈ પટેલ

યજ્ઞ પ્રકાશન

## જીવન્ત ભાષ્યો

વિનોબાજીની જેમ મહારાજ પણ ગાદીએ બેસીને લેખો લખનારા માણસ નથી, પણ ફરતા પરિવ્રાજક છે." તેઓ રોજ નવા ગામે જાય છે. એ ગામની પરિસ્થિતિ અને એ ગામના લોકોનાં મ્હોં તેમના હૃદય ઉપર પ્રતિબિમ્બિત થાય છે; અને તેને અનુસરતું પ્રવચન તે દિવસે તેમના મુખમાંથી સરી પડે છે.

આમ સ્વાભાવિક રીતે જ ભૂદાન યજ્ઞના મહાન વિચાર ઉપર નિત્ય નવાં ભાષ્યો તૈયાર થઈ રહ્યાં છે અને ગૂજરાતનાં ગામડાંઓમાં જીવનદાયી વરસાદની જેમ વરસી રહ્યાં છે.

એ વરસાદનાં થોડાં ટીપાં અહીં આપણને સંપાદકની કૃપાથી મળ્યાં છે. મહારાજના અવાજમાનો ભક્તિનો રણકો તેમાં ઉમેરીને તે વાંચીએ.

—જુગતરામ દવે

## બીજી આવૃત્તિ વખતે

પ્રથમ આવૃત્તિ દસ માસમાં ખપી જતાં આ લોકપ્રિય પુસ્તિકાની બીજી આવૃત્તિ છાપવી પડી છે. કીમત તેની તે રાખીને પૂજ્ય મહારાજનાં ત્રણ પ્રવચનો આમાં ઉમેરી શકાયાં છે તે મુદ્રકેની કૃપા છે. આશા છે આ આવૃત્તિ પ્રથમ કરતાં પણ વધુ ઝડપી આવકાર પામશે.

—પ્રકાશક

## —સાંકળિયું…

## [૧] ભૂદાનયજ્ઞનો ઉદ્‌ભવ

આપણા દેશને સ્વરાજ અપાવી ગાંધીજી આપણી વચ્ચેથી ચાલ્યા ગયા. તેમના અવસાન પછી તેમના પટ્ટશિષ્ય વિનોબાજી પોતાનો આશ્રમ છોડી બહાર નીકળી પડ્યા. તેઓ મોટા સંત, એકાન્તસેવી, ખૂબ પુરુષાર્થી, ચિંતનશીલ અને ભારે અભ્યાસી છે. હિંદમાં ભ્રમણ કરતાં એમણે પાર વગરની ગરીબી તથા પરસ્પર લૂંટ ને શોષણ ચાલતાં જોયાં. એમને થયું કે આ પરિસ્થિતિ ચાલુ રહે તો અહિંસાથી હિંદુસ્તાને જે આબરુ મેળવી છે તે ભુસાઈ જાય. એટલે એમણે ગાંધીજીના ‘ સર્વોદય ’ના મંત્રનો પ્રચાર કરવાનું વિચાર્યું. ગાંધીજીના અવસાન પછી સર્વોદયની વિચારધારામાં માનનારા લોકોનો તેમણે એક સંઘ સ્થાપ્યો. તેનું નામ ‘ સર્વોદય સમાજ ’ આપવામાં આવ્યું. વિનોબાજી અપરિગ્રહી હોવાથી પોતે સ્થાપેલો સંઘ પણ પૈસાને આધારે ન ચાલે એવી એમણે યોજના કરી હતી. એ સંઘના સભ્ય થનારે માત્ર એક પ્રતિજ્ઞા કરવાની હોય છે કે, ‘ મને સત્ય અહિંસામાં વિશ્વાસ છે.’

સર્વોદય સમાજના સભ્યોનું સંમેલન દર વર્ષે દેશના કોઈ ને કોઈ એક સ્થળે થાય છે. ’૫૧ મા હૈદ્રાબાદ રાજ્યમાં શિવરામપલ્લીમાં એનું સંમેલન ભરાયું. એ વખતે તેલંગાણામાં જમીનદારો અને ખેતમજૂરો તથા ગણોતિયાઓ વચ્ચે ખૂનખાર લડાઈઓ ચાલતી હતી. કહે છે કે ત્યાં લગભગ ૩૯૦૦ ખૂન થઈ ગયાં હતાં. આ ઘટનાએ વિનોબાજીના મનમાં ખૂબ ચિંતા ઊભી કરી હતી. એટલે એમણે શિવરામપલ્લીથી પાછા ફરતાં પગપાળા તેલંગાણામાં થઈને

ત્યા જવાનુ નક્કી કર્યું ત્યાની પરિસ્થિતિ સારી નહોતી, એટલે વિનોબાજી એ પ્રદેશમા જવાના છે એ જ્યારે સરકારે જાણ્યું ત્યારે તેણે વિનોબાજીને સશસ્ત્ર પોલીસના રક્ષણ હેઠળ જવાની વિનતી કરી પરતુ વિનોબાજી તો નિર્ભય હતા તેમણે કહ્યુ, "માણુસ માણુસથી બીએ એ હુ માનતો નથી ' અને પોતે ચાલતા તેલગાણા ગયા

તેલગાણામા ફરી વિનોબાજીએ ત્યાની પરિસ્થિતિ જોઈ ત્યાં તેમને અત્યત ગરીબીના દર્શન થયા બીજી બાજુ અઢળક સંપત્તિ જોઈ એમણે અહિ માની ઉપેક્ષા થતી જોઈ એમણે ત્યા બેકાર અને દુખી લોકોના દુખ સાભળ્યા તેમને ખૂબ દુખ થયુ પણ શુ કરવું એની કઈ સમજણ પડી નહિ એ વખતે સતત ચિતન ચાલતું હતું. તેલગાણાની પરિસ્થિતિનો કઇક ઉકેલ એ ખોળવા માગતા હતા.

એક દિવસ એક ગામમા સાજની પ્રાર્થના પછી આઠ હરિજન તેમની પાસે આવ્યા તેમણે વિનોબાજીને કહ્યુ, "મહારાજ, ભૂખ્યા છીએ કઈક ખાવાનુ અપાવો" વિનોબાજીએ સહેજ મજાકમાં કહ્યુ, "ભગવાને પેટ બુદ્ધિપૂર્વક બે હાથ અને બે પગની વચ્ચે મૂક્યુ છે. હાથપગ હલાવીએ તો પેટ ભરાઇ જાય"

"પણ હાથપગ હલાવીએ ક્યા ? એક તળાવ ખોદાતુ હતું ત્યાં આજસુધી કામ મળ્યુ પણ એ કામ પૂરુ થયુ હવે હાથપગ ક્યાં હલાવવા ? જમીન હોત તો ખેતી કરત"

"તમને જમીન મળે તો ખેતી કરો ખરા ?"

"હા, મહારાજ"

વિનોબાજીને વિચાર આવ્યો કે લાવને જમીન માટે જવાહરલાલજીને કાગળ લખુ પણ તે સાથે બીજો વિચાર આવ્યો કે એમ કઈ જમીન જલદી મળશે નહિ એટલે લાવને જેણે સરકારને બનાવી છે તે ગામે બેઠેલી સાચી સરકાર પાસે જ માગણી

કરું. એ પ્રમાણે વિચાર કરી વિનોબાજીએ પ્રાર્થના સભામાં બેઠેલા લોકોને અપીલ કરી. થોડી વારમાં એક માણસે ઊભા થઈ વિનોબાજીને કહ્યું, "મહારાજ, મારી પાસે વડીલોપાર્જિત ૧૦૦ એકર જમીન છે. તે હું આ હરિજનોને આપું છું." આ સાંભળી ઘડીભર તો વિનોબાજીને આનંદ થયો, પણ પાછો વિચાર આવ્યો કે, આ લોકોને જમીન તો મળી, પણ તે ખેતી શી રીતે કરશે ? તેમની પાસે નથી રહેવા ઘર કે નથી ખેતીનાં સાધન. એટલામાં પેલા દાતાએ વિનોબાજીને બીજી એક વાત કરી એણે કહ્યું, " મહારાજ, આપણા દેશમાં આવા આઠ જ છે શું ? એમના જેવા તો લાખો એકાર ને સાધનસપત્તિ વગરના પડયા છે. જાઓ, આ આઠ મારે ભાગ છે, હું એમનું ફોડી લઈશ એમની ચિંતા તમે કરશો નહિ" "આ આઠ મારે ભાગ છે" એ વાકયે વિનોબાજીને વિચાર કરતા કરી મૂકયા એમને થયું કે, માણસ દુઃખની તરફ તટસ્થ ભાવે જુએ છે એટલે દુ:ખ રહે છે જો એ દુ:ખને વહેંચી લે તો તે રહે નહિ. એ ઉપરથી એમણે એક સૂત્ર શોધી કાઢયુ. 'દુઃખ વહેંચવાથી ઘટે છે, સુખ વહેંચવાથી વધે છે.' કોઈ વૃદ્ધ માણસ માથે ભાર ઉપાડી જતો હોય ને એ રસ્તે તેને કોઈ યુવાન મળે ને યુવાન વૃદ્ધ પાસેથી ભાર ઉપાડી તેને તેના ઘેર પહોચતો કરે તો વૃદ્ધને તો એથી આનંદ થશે, કારણ યુવાને તેનું દુઃખ ઓછું કરી દીધું પણ પેલા યુવાનને પણ મનમાં આનંદ જ થશે એને થશે, "આ ડોસાને હું ન મળ્યો હોત તો તેને કેટલું દુઃખ ભોગવવુ પડત. મારું થયુ કે હુ મળી ગયો." આમ દુઃખ વહેંચવાથી દુઃખ ઘટ્યું ને સુખ વધ્યું

ઉપરના પ્રસંગ ઉપરથી વિનોબાજીની શ્રદ્ધા જાગી અને એમણે રસ્તે આવતાં ગામોમાં ભૂમિદાન માગવા માંડયું. અને એમને બાર હજાર એકર જમીન મળી. આ સમાચાર દેશભરમાં ફેલાઈ ગયા. કેટલાક લોકોએ કહ્યું, "તેલંગાણામાં તો વિનોબાજીને જમીન મળે; કારણ કે ત્યાંની પરિસ્થિતિ ખરાબ છે. જ્યાં જમીનદાર ને

ગણોતિયાઓનો ઝઘડો નથી ત્યાં એ જમીન માગે અને મળે તો ખરું."

સંમેલન પત્યા પછી વિનોબાજી પગપાળા વર્ધા આવ્યા. એવામાં જવાહરલાલજીનો તેમના પર તાર આવ્યો કે, પંચવર્ષીય યોજનામાં તમારી સલાહની જરૂર છે તો દિલ્હી આવો. વિનોબાજીએ તારનો જવાબ આપતાં લખ્યું કે, "તમે તમારું કામ કર્યે જાઓ હું અહીંથી ચાલતો આવું છું."

વર્ધાથી જમીન ઉઘરાવતા ઉઘરાવતા વિનોબાજી લગભગ બે મહિને દિલ્હી પહોંચ્યા. ત્યારે તેમને બીજી ૧૮ હજાર એકર જમીન મળી ધીમે ધીમે લોકોની શ્રદ્ધા વધવા લાગી અને વિનોબાજીની પ્રવૃત્તિ એ કોઇ સામાન્ય પ્રવૃત્તિ નથી, પણ એક મહાન ક્રાંતિ છે, એવું ભાન થયું.

દિલ્હીમાં આયોજન પંચ સાથે વિનોબાજીએ ચર્ચા કરી. તેમણે વિનોબાજીને કહ્યું કે, "લોકો તમને પાંચ એકર જમીન આપે છે તોપણ લો છો, અને પાંચ ગુંઠા આપે છે તોપણ લો છો. અમારે તો જમીનના મોટા મોટા પ્લોટ કરી ઉત્પાદન વધારવું છે. તમે તો જમીનના ટુકડા સાંધવાને બદલે ટુકડા વધારો છો" વિનોબાજીએ કહ્યું, "તમે દિલ્હીમાં બેસીને વિચારો છો એટલે મોટા પ્લોટની વાત કરો છો. પણ હું ગામમાં બેસીને વિચારું છું. તમને ખબર નથી કે આજે લોકોના દિલના ટુકડા થઇ રહ્યા છે. એ દિલના ટુકડા સંધાશે તો જમીનના ટુકડા સાંધવાનું તો સાવ સહેલું થઈ પડશે."

દિલ્હીથી વિનોબાજીએ ઉત્તર પ્રદેશમાં પ્રયાણ કર્યું. એક વર્ષમાં એક લાખ એકર જમીન મળી. તે પછી વિનોબાજીએ સંકલ્પ કર્યો કે ઇ. સ. ૧૯૫૪ના એપ્રિલ સુધીમાં મને ૨૫ લાખ એકર જમીન મળે તો હું માનું કે ભૂમિદાન આંદોલન યથાર્થ છે. આનંદની વાત છે કે એમનો એ સંકલ્પ નક્કી કરેલી મુદત પહેલાં પૂરો થયો. દિનપ્રતિદિન આ આંદોલનનો વિચાર-પ્રચાર થતો જાય

છે. વિનોબાજીની માગણી છે કે દરેક જણ પોતાની જમીનનો છઠ્ઠો ભાગ અર્પણ કરે પરંતુ હવે તો તે કહે છે કે દેશની બધી જમીન ૧૯૫૭ના અંત સુધીમાં સાર્વજનિક થઇ જવી જોઇએ

સત્ય અને અહિંસાથી ગાંધીજીએ હિંદુસ્તાનને રાજકીય આઝાદી અપાવી. તેમાં અસ્તેય અને અપરિગ્રહ ઉમેરી વિનોબાજી દેશમાં આર્થિક સમાનતા સ્થાપવા માગે છે. આ પ્રયોગ ખરેખર ભવ્ય છે વિનોબાજીનુ કહેવું છે કે હિંદ મારો આ કાર્યક્રમ અપનાવે તો તે દુનિયાનો ગુરુ થાય તે દુનિયાને હિંસા ને ભયમાંથી બચાવી શકે અહિંસાને વ્યાપક કરવાનો આ એક પ્રયોગ છે. અહિંસા ને ત્યાગની ભાવના આપણા દેશના લોકોમાં સુષુપ્ત દશામાં પડેલી છે ભૂદાન આંદોલન દ્વારા વિનોબાજી તેને જાગ્રત કરે છે. આપણે તેમણે બતાવેલા માર્ગે ચાલીએ તો આપણે તો સુખી થઈએ એટલુ જ નહિ પણ યુદ્ધ અને અશાંતિમા સપડાયેલી આખીયે માનવજાતને સુખ અને શાંતિને માર્ગે દોરી શકીએ.

## [૨] ભૂદાન – એક ભક્તિમાર્ગ

આપણા દેશના કેટલાક બુદ્ધિશાળી વિદ્વાનો અને મોટા અર્થશાસ્ત્રીઓ વિનોબાજીના ભૂદાનયજ્ઞ વિશે જાતજાતની શંકા-કુશંકાઓ ઉઠાવે છે, વિનોબાજીની વાતો એમને ગળે ઊતરતી નથી. પણ ભૂમિદાનયજ્ઞ એ બુદ્ધિનો વિષય નથી, એ આંકડા ગણીને પણ સમજાવી શકાય એમ નથી એ તો શ્રદ્ધા અને ભક્તિનો વિષય છે. પંડિતો એને બરાબર નહિ સમજી શકે, જે ક્રાન્તદર્શી કવિ હશે તે એને યથાર્થ રીતે સમજી શકશે.

### હૃદયનું શાસ્ત્ર

મુનિશ્રી સંતબાલજી સૌરાષ્ટ્રમાં ભૂમિદાન માટે ફરતા હતા. ફરતાં ફરતાં તે એક દિવસ મેર લોકોના ગામમાં જઈ ચઢયા. લોકો

સતબાલજી પોતાના ગામમા રાતવાસો કરે એવુ ઇચ્છતા હતા, પણ જમીન આપવાની કોઈના તૈયારી ન હતી છતા સતબાલજીએ તે ગામમા રાતવાસો કર્યો રોજના નિયમ મુજબ રાત્રે સભા કરી અને તેમા તેમણે ભૂમિદાનની વાતો કરી ભાષણ પૂરુ કરી એમણે મેર લોકો પાસે જમીન માગી તેમની અપીલને માન આપી એક જણે બે વીઘા જમીન આપી બીજા એક જણે ચાર વીઘા આપી તે પછી સભામા જરા દૂર બેઠેલા એક મેર ડોસાએ લગીર મોટેથી કહ્યુ, "ટપકાવો મારી ૨૦ વીઘા !"

સતબાલજી મહારાજ સાથે એ જિલ્લાના પચાયતના અધિકારી હતા પેલા ડોસાએ એકદમ ૨૦ વીઘા જમીન લખાવી એટલે એમને જરા આશ્ચર્ય થયુ એમને લાગ્યું કે આ ડોસાએ સમજ્યા વગર ૨૦ વીઘા જમીન લખાવી છે તેથી તે ઊઠીને પેલા ડોસા પાસે ગયા અને તેમને કહ્યુ, "આતા, આ શુ સમજીને ૨૦ વીઘા જમીન લખાવી ? એ જમીન આપ્યા પછી તમારી પાસે નહિ આવે માટે સમજીને આપો '

ડોસાએ ડહાપણપૂર્વક જવાબ આપ્યો, "એમા સમજવાનુ શુ છે ? મહારાજે કહ્યુ એ તમે સાભળ્યું નહિ કે વહેચીને ખાવ ?"

વધુમા જાણે ભૂદાનનુ શાસ્ત્ર સમજાવતા ન હોય તેમ ડોસાએ કહ્યુ, " સાભળો ! મને દોઢ રોટલાની ભૂખ છે, પણ થાળીમા એક જ રોટલો છે ખાવાની શરૂઆત કરુ એ પહેલા એક ઓળખીતો હસતો હસતો આવે છે ઊઠીને હાથ પકડી તને ભાણા પર બેસાડુ છુ આખા રોટલામાથી અડધો તેને આપુ છુ આમા સમજવાનુ શુ હતુ ?"

## ભક્તિનો કીમિયો

આ ત્યાગભાવના આપણા દેશના લોકોમા પડેલી છે પણ તે સુષુપ્ત દશામા છે ભૂદાનયજ્ઞ દ્વારા વિનોબાજી એને જાગ્રત કરી રહ્યા છે ભૂમિદાનનું કાર્ય શાસ્ત્રનુ નથી પણ હૃદયનુ છે, ભક્તિનું

છે. ભક્તિ હૃદયમાં હોય છે, તર્કવિતર્ક મગજમાં હોય છે. પ્રેમ ઉત્પન્ન કરવો, દયા ઉત્પન્ન કરવી, એ હૃદયનું કામ છે. એ કામ ભક્તો જ કરી શકે. શાસ્ત્ર જાણવા માત્રથી એ ઉત્પન્ન થતાં નથી. શાસ્ત્ર જાણનારા પંડિતો આપણા દેશમાં ઘણા થઈ ગયા છે. પણ એમણે વાદવિવાદ કરી ઝઘડા જ ઊભા કર્યા છે. સંત કબીર, તુલસીદાસ, નાનક, મીરા વગેરે ભક્તોએ ભક્તિમાર્ગથી લાખો લોકોનાં દિલ ફેરવી નાખ્યાં છે, અને આજે પણ લાખો તેમનાં ભજનો ગાઈને જીવનને સારા માર્ગે વાળી રહ્યાં છે. આ કાર્ય શાસ્ત્ર જાણવાથી કે બુદ્ધિથી ભાગ્યે જ થઇ શકે. પંડિતોને મોક્ષ મળ્યો હોય એવું આપણાં શાસ્ત્રોમાં ક્યાંય જોવા મળતું નથી, પણ ભક્તોને મોક્ષ મળ્યાનું સાંભળવા મળે છે. હિંદ ભક્તિપ્રધાન દેશ છે. ભૂદાનયજ્ઞ સાચા અર્થમાં લોકોને ભક્તિને માર્ગે વાળવાનો એક કીમિયો છે.

વિનોબાજીએ એક વખત કહ્યું હતું કે, "ગાંધીજી જીવતા હતા ત્યારે હું મસ્ત હતો. મને કોઇની પરવા નહોતી. કોઇને નમસ્કાર પણ કરતો નહોતો. પણ એમના અવસાન પછી ભૂમિદાનનું કામ લઇને દેશમાં ફરવાથી હું ખૂબ મૃદુ બન્યો છું. મને અપાર ભક્તિલાભ થયો છે. રોજ ૮-૧૦ માઇલ ચાલું છું. ખૂબ ચિંતન કરું છું અને ચિંતન કરતાં જે જ્ઞાન મળે છે તે સતત લોકોને સંભળાવતો ફરું છું. આ કામમાં મને જરાયે થાક નથી લાગતો."

આ ભક્તનાં લક્ષણ છે. ભક્તને પોતાના કાર્યમાં કદાપિ થાક લાગતો નથી. એ ભક્તિ કરતાં કદી કંટાળતો પણ નથી.

### ભક્તિની શક્તિ

આપણે કર્મ કરીએ પણ કર્મનું જ્ઞાન ન હોય તો તે પાંગળું થઈ જાય છે. એટલે કર્મ પાછળ જ્ઞાનનો ટેકો હોવો જોઇએ. પણ કામ જ્ઞાનપૂર્વક કરવા છતાંય ઘણીવાર કંટાળો આવે છે. તેથી જ્ઞાનયુક્ત કર્મ ઉપર ભક્તિનો ઢોળ ચઢાવવાની જરૂર પડે છે. જ્ઞાનપૂર્વકના કર્મને જ્યારે ભક્તિનો રંગ લાગે છે ત્યારે કર્મ કરતાં કરતાં માણસ

ધાકતો નથી. માંદા માણસની સેવા કરવાની શકિત હોય,' પણ સેવા કેમ કરવી એની આવડત ન હોય તો ? કદાચ સેવા કરવાની શકિત અને આવડત બન્ને હોય પણ ભકિત ન હોય તો સેવા કરતાં કંટાળો આવે છે, થાકી જવાય છે તેથી શકિત અને આવડત કરતાં ભકિત ખૂબ મહત્ત્વની છે. ભકિત જાગે છે ત્યારે તેની સાથે બીજી બધી શકિતઓ આપમેળે ખીલતી જાય છે.

મહાત્મા ગાંધીને આપણા દેશે પંડિત તરીકે ઓળખ્યા નથી. વિલાયતથી બેરિસ્ટર થઇને દેશમાં આવ્યા ત્યારે જમાઉધારની પણ તેમને બહુ સમજણ નહોતી. વકીલાતનો પહેલો કેસ હાથમાં લીધો ત્યારે પોતે જે ખુરશી ઉપર બેઠા હતા તે ખુરશી અને આખી કોર્ટ તેમને ચકર ચકર ફરતાં લાગ્યાં હતાં. એ કેસ એ ન લડી શકયા. એમણે તે પોતાની પાસે બેઠેલા બીજા એક વકીલને આપી દીધો. વિલાયતથી હિંદમાં આવ્યા ત્યારે ગાંધીજીની આ સ્થિતિ હતી. પણ દિલમાં દેશ માટે અનન્ય ભકિત જાગી ત્યારે એ જ ગાંધીજીએ આખી દુનિયા આગળ એની વકીલાત કરી દુનિયા આજે ગાંધીજીને કેમ નમે છે ? કારણ કે તે ભક્ત હતા. હિંદના લોકો ભક્તોને નમે છે, પંડિતોને નહિ. રામકૃષ્ણ પરમહંસ પંડિત નહોતા, છતાં વિવેકાનંદ જેવો સમર્થ પંડિત તેમને ચરણે બેસી ગયો અને તેમનો શિષ્ય થયો.

## આત્મૌપમ્યની ભાવના

હિંદુસ્તાનના લોકહૃદયમાં ભક્તિ પડેલી છે એ વિનોબાજી સારી પેઠે જાણે છે. તેમાં વળી ગુજરાત માટે તો એમને પક્ષપાત છે. પુરી સર્વોદય સંમેલનમાં એમણે કહ્યું હતું કે, ગાંધીજીનો જન્મ ગુજરાતમાં થયો એ કેવળ અકસ્માત નથી, પણ તે સકારણ જ થયો છે. હિંદુસ્તાનના કોઈપણ પ્રદેશ કરતાં ગુજરાતના લોકો સ્થૂળ અહિંસા વધારે પાળે છે. એનો એટલે માંસાહારને વર્જ્ય ગણે છે એ વસ્તુ મારે મન ઘણી મોટી છે.

આપણા લોકોના દિલમાં પ્રાણીમાત્ર માટે પ્રેમ અને કરુણાનાં ઝરણ કેવાં સુપ્ત દશામાં વહી રહ્યાં હોય છે તે કોઈ કોઈ વાર જોવા મળે છે. એક ખેડૂતના ખેતરમાં ઢોર પડયાં. ખેતરમાં વાવેતર કરેલું હતું. ઊભા મોલમાં ઢોરને પડેલાં જોઈ એને ખૂબ રીસ ચઢી. લાકડી લઈ દોડતો દોડતો તે આવ્યો અને ઢોરને તગડી ડબામાં પૂરવાના ઇરાદાથી ડબા આગળ લાવ્યો. પણ ડબામાં પૂરવા જાય છે ત્યાં તેનું અંતર કંઈક બીજી જ વાત કરવા લાગ્યું. તેને થયું: "મૂવું, ઢોરને ડબામા પૂરવાથી ખાઈ ગયેલું કંઈ પાછું આવવાનું છે? એમના નસીબનું હતું એટલું ખાઇ ગયાં!" આવું હિંદના લોકોને જ સૂઝે, ભક્તહૃદયને જ આવા વિચાર આવે. જેમનામાં આત્મૌપમ્યની (એટલે કે પારકાંને પોતા જેવાં માનવાની) ભાવના છે તેમનાં મોઢાંમાંથી જ આવાં વેણ નીકળે.

## ડોશીનું દાન

ભૂમિદાન માગતો માગતો હું એક ગામમાં જઇ ચઢયો. બપોરે ભોજન પછી કાંતતો હતો એ વખતે ૬૫ વર્ષનાં એક ડોશી લાકડીના ટેકે ટેકે મારી પાસે આવ્યાં અને તેમણે કહ્યું, "મારે ૧૫ વીઘાં જમીન ભૂમિદાનમાં આપવી છે. તમે એ જમીન અમારા ગામના એક આંધળાને આપશો?"

મેં કહ્યું, "આંધળાને જમીન શી રીતે અપાય? એ કેવી રીતે ખેડે? એને છોકરો છે?"

"હા, મહારાજ; પણ તે છ-સાત વર્ષનો છે."

મેં કહ્યું, "ભૂમિદાન તો જે જાતે ખેડે તેને જ આપી શકાય. એટલે છોકરાને પણ નિયમ પ્રમાણે ન આપી શકાય."

ડોશી કહે, "પણ છોકરો ખેડી શકે એવો થાય ત્યાં સુધી અમે ચારપાંચ કુટુંબીઓ તે જમીન ખેડી આપવાની જવાબદારી લઈએ તો તેને આપો કે નહિ?"

મેં કહ્યું, "હા, તો આપીએ"

થોડીવાર પછી મેં પેલા આંધળા માણસને બોલાવડાવ્યો. એક માણસ દોરીને તેને લાવ્યો. ડોશીએ તેના હાથ પકડી 'ક્રોસ બાપલિયા' કહી મારી પાસે બેસાડયો. ડોશીની આંખોમાં આંસું ભરાઈ આવ્યાં. ખૂબ ભાવપૂર્વક એમણે પોતાની ૧૫ વીઘાં જમીન તે અંધને આપી ને કંકુનો ચાંલ્લો કરી દાનના પ્રતીકરૂપે સવા રૂપિયો તેના હાથમાં મૂકયો.

### હૈયામાં ભક્તિ જાગે છે ત્યારે ભેદ ભૂંસાય છે

એ જ ગામમાં ગામના આગેવાન સદ્‌ગૃહસ્થે પોતાની પાંચ વીઘાં જમીન એક હરિજનને આપી મેં તે હરિજનને પૂછયું, "તને જમીન તો આપી પણ હળ બળદ વગર ખેડીશ શી રીતે?"

"ગામના રૂડા પ્રતાપ છે, મહારાજ!" પેલા હરિજને કહ્યું. એના એ શબ્દોમાં ગામના લોકોની શુભનિષ્ઠા વિશે છૂપી કદર હતી. હરિજનના એ શબ્દો સાંભળી પાસે બેઠેલા ગામના મુખીના દિલમાં ભક્તિ જાગી. એમણે કહ્યુ, "મહારાજ, આટલું વર્ષ હું તેને પાંચેય વીઘાં જમીન ખેડીને વાવી આપીશ" મુખીનાં આ વેણ સાંભળી પેલા હરિજનના હરખનો પાર ન રહ્યો. એનું હૈયુ ભક્તિથી પુલકિત બન્યું. મેં જમીનના દાતાને કહ્યું, "આ હરિજનને ચાંલ્લો કરી દાનપત્ર આપશો કે?"

"હા, મહારાજ, એમાં શું?" દાતાએ જવાબ આપતાં પ્રામે ઊભેલા એક છોકરાને સામે ઘેરથી એક કંકાવટી લઈ આવવા કહ્યું. કંકાવટી આવી. મેં પેલા હરિજનને પાસે આવવા જણાવ્યું. પણ તે આવતાં સંકોચાતો હતો. પાસે બેઠેલા એક આગેવાને ઊભા થઇ હરિજનને તેનું બાવડું પકડી ઊભો કર્યો. દાતાએ પણ ઊભા થઈ હરિજન પાસે જઈ તેના કપાળમાં ચાંલ્લો કર્યો અને તેના હાથમાં દાનપત્ર તથા સવા રૂપિયો મૂકયો. હરિજન તે લઇ ખુશ થતો થતો પોતાને ઘેર ગયો.

વીરમગામ પાસેના એક ગામમાં એક ખેડૂતે મને પાંચ વીઘાં જમીન દાનમાં આપી. પણ એટલાથી એને સંતોષ ન થયો. તે મને દાનમાં આપેલા ખેતરમાં લઇ ગયો. તેણે જમીન બતાવી અને જેને તે આપવાની હતી તેને તે ખેડી આપવાનું વચન આપ્યું. આટલું કરવા છતાં તેને પૂર્ણ સંતોષ ન થયો એટલે તે ખેતરમાં ૪૦ ગાડાં ખાતર આપવાની ઇચ્છા બતાવી. એ વખતે તે ખેડૂતના મોંઢા પર જે ભાવો તરવરતા હતા તેનું વર્ણન કરવું અશક્ય છે.

### કૃષ્ણ ભગવાનનો કોલ

ભાઈઓ, આ બધાં ભક્તિનાં લક્ષણ છે. જનહૃદયમાં પડેલી એ ભક્તિને ભૂદાનયજ્ઞ વડે આપણે જાગ્રત કરવી છે; એટલું જ નહિ તેને વ્યાપક કરવી છે. આપણા દેશને નંદનવન જેવો બનાવવા ઈશ્વરે સંત વિનોબાજીને આ ભવ્ય કામ સોંપ્યું છે. માણસ બધું જ કરી શકે છે, માત્ર એને ભાન જોઇએ. સંતના સંદેશાને સમજી આપણે એણે ચીંધેલા ભક્તિમાર્ગને અનુસરીએ. એમાં જ આપણું સૌનુ કલ્યાણ સમાયેલું છે. ભગવાન શ્રીકૃષ્ણે તો આપણને કયારનોય કોલ આપી દીધો છે કે સારી ભાવનાથી કરેલું કશું પણ દુર્ગતિ પામતું નથી.—

न हि कल्याणकृत् कश्चित् दुर्गतिम् तात गच्छति ।

## [૩] ખેડુતોને

દુનિયાનો જૂનામાં જૂનો ગ્રંથ ઋગ્વેદ છે. તેમાં જુદી જુદી જાતનાં અનાજનાં નામ આવે છે. એ ઉપરથી ખેતીની શોધ હિંદમાં પહેલવહેલી થઈ હશે એ જાણવા મળે છે. દુનિયાના બીજા દેશોમાં ખેતીની શોધ આપણા કરતાં બહુ મોડે મોડે થઈ, તેમ છતાં બીજા દેશો ખેતીમાં આપણાથી ઘણા આગળ વધી ગયા, જયારે આપણે પાછળ પડી ગયા. જાપાનના લોકો ડાંગર કેવી રીતે વધારે પકવે છે

તથા ઓસ્ટ્રેલિયા અને અમેરિકાના લોકો ઘઉં કેવી રીતે વધારે પેદા કરે છે, તે જોવા આજે આપણે તે તે દેશોમા જવુ પડે છે

કૃષિની સાથે ગોપાલન પણ આપણો એટલો જ પ્રાચીન ધધો મનાય છે તે ખેતીનો પૂરક ધધો છે ખેતી કરતા ઘાસ થાય તે પશુઓ ખાય ને તેનુ આપણને દૂધ આપે ઈશ્વરે આ કેવુ અદ્ભુત મશીન બનાવ્યુ છે! તલને ઘાણીમા પીલવાથી તેલ મળે છે, પણ માણસ માટે નકામુ ઘાસ ખાઈને ગાયોભેસો પચામૃત આપે છે એ ખરેખર ઈશ્વરની માનવ પર મોટી કૃપા છે પ્રાચીન કાળમા આપણે ત્યા કૃષિ અને ગોરક્ષા એ બન્ને ધધા એક સાથે ચાલતા હતા આજે ખેતીમા તો ધીમે ધીમે કઇક પ્રગતિ કરી રહ્યા છીએ, પણ ગોપાલનમા તો બેદરકારી જ પેદા થઇ છે એ ધધામા પણ દુનિયાના બીજા દેશો કરતા આપણે ઘણા પાછળ પડી ગયા છીએ આપણે ત્યા જે ગાય દિવસનુ ૪ શેર દૂધ આપે છે, તે જ ગાય બ્રાઝિલમા જઈને ૪૫ શેર દૂધ આપે છે આનુ કારણ શુ? કારણ કે આપણને દૂધ લેતા નથી આવડતુ કહેવાય છે કે ભેસને દૂધ આપવાની મર્યાદા છે પણ ગાયને મર્યાદા નથી ગાય પાસેથી ધાર્યું દૂધ લઇ શકાય છે પણ આપણને તેની આવડત નથી આપણે ગાયો પાળવાનુ જ ભૂલી ગયા છીએ એની અસર ખેતીને પણ પહોચી છે પહેલા ગાયો પાસેથી સારા બળદ મળતા હતા આજે એવા બળદ મળતા નથી

આપણા દેશના ખેડૂતોએ પોતાના ધધામાં આગળ વધવુ હોય તો એકલી મહેનત કરે હવે નહિ ચાલે એમણે પોતાનો ધધો જ્ઞાનપૂર્વક અને યોજનાપૂર્વક કરવો પડશે હોશિયાર ખેડૂત વરસાદ થાય એ પહેલા કયા ખેતરમા શુ વાવવુ છે તેની યોજના કરી રાખે છે કઇ જમીનને કયો પાક અનુકૂળ આવશે તેનુ ચિતન કરે છે, અને એ પ્રમાણે પુરુષાર્થ કરે છે આ રીતે કામ કરીને તે ધાર્યું ઉત્પાદન લે છે જે ખેડૂત યોજના વગર અને જ્ઞાન વગર જેમ ફાવે

તેમ ખેતી કરે છે, તેની ખેતીમાં બરકત આવતી નથી. અજ્ઞાન અને યોજનાના અભાવે આપણા દેશનો ખેડૂત દુ:ખી છે.

પૃથ્વી આપણી માતા છે. તે દેખાય છે તો માટી, પણ તેનામાં એક જીવનતત્ત્વ સંતાઈ રહેલું છે. જાતજાતની ઔષધિઓ, જાતજાતના પોષણના પદાર્થો અને વિવિધ સ્વાદો તેના અંતસ્તલમાં ભરેલા છે. મરચું વાવીએ તો તીખાશ આપે છે. શેરડી વાવીએ તો ગળપણ આપે છે. આંબલી વાવીએ તો ખટાશ આપે છે ને આંબો વાવીએ તો મીઠી કેરીઓ આપે છે. આ પૃથ્વી માતાનું ધાવણ છે. એ ધાવીને આપણે જીવીએ છીએ, એની જેવી સેવા કરીએ તેવા આપણને તેના આશીર્વાદ મળે છે

જમીન આપણને અન્ન આપે છે, પણ આપણી જેમ તેને પણ ખોરાક જોઈએ છે તેનો ખોરાક ખાતર છે પણ આજે તે ભૂખી રહે છે. અનાજ અને જીવનને પોષક બીજા પદાર્થો આપી તે આપણને પોષે છે પણ આપણે તેને બદલામાં કાંઈ આપતા નથી. તેનો ખોરાક આપણે બાળી નાખીએ છીએ. ઘર-આંગણે ઢોર બાંધ્યાં હોય ને તેમને ઘાસ ન નાખીએ તો તે નિસાસા નાખે છે. એવી સ્થિતિ પૃથ્વી માતાની છે. આ ખરેખર પાપ છે. પૃથ્વી માતાને આપણે તેનો ખોરાક આપીશું તો તે એની પાસે રાખી નહિ મૂકે. આપણે આપીશું તે કરતાં અનેકગણો કરીને તે આપણને પાછો આપશે.

આપણે ત્યા એક કહેવત છે : 'ખાતર બાળ્યું તેણે કરમ બાળ્યું.' આપણે ખાતરનો સદુપયોગ કરવો જોઈએ. છાણનો બળતણ તરીકે ઉપયોગ ન જ કરવો જોઈએ. વળી કચરો, ઘાસકૂસ ને પાંદડાંને કહોવડાવી તેનું ખાતર બનાવવું જોઈએ. આમ કરવાથી ગંદકી થતી અટકશે અને તેનું ખાતર ઉત્પાદનમાં વધારો કરશે.

આપણા લોકો માણસના મળનો ખાતર તરીકે ઉપયોગ નથી

કરતા એ ભારે ભૂલ છે. માણસનો મળ એ ઉત્તમ ખાતર છે. આપણે તેનો ઉપયોગ કરીએ તો માણસ જેટલું અનાજ ખાય છે તેટલું અનાજ ટટ્ટીનું ખાતર પાછું આપે છે, પણ આપણા લોકોને તેની સૂગ છે. ચીનમાં તો આથી તદ્દન ઊલટી વસ્તુ છે. ત્યાંના લોકો માણસના મળનો કાળજીપૂર્વક ઉપયોગ કરે છે. એમને ત્યાં કોઈ મહેમાન આવ્યો હોય અને તે બીજા કોઈને ત્યાં ટટ્ટી જાય તો તેમને ખોટું લાગે છે. માણસના મળની એ લોકોને બહુ જ કિંમત હોય છે. આ બાબતમાં આપણે ચીનના લોકોનું અનુકરણ કરવા જેવું છે.

આજે સૌનું મોઢું પૈસા તરફ વળ્યું છે. સૌ કોઈ રોટલા પેદા કરવાને બદલે પૈસા પેદા કરવા મથી રહ્યા છે. ગમે તેટલી બુદ્ધિ હોય પણ પૈસા ઉપર કદી જીવી શકાય નહીં. પણ આપણને કુટેવ પડી ગઈ છે. દૂધ વેચી 'કૉપ' કરીએ છીએ આટો વેચી ગાજરાં ખાઈએ છીએ. આમ બધું ઊંધું ચાલે છે. ખેડૂત પણ આ ભ્રમજાળમાં અટવાઈ ગયો છે એ પણ પૈસા ઉપજાવવા પાછળ પડયો છે. તેથી સખત મજૂરી કરવા છતાં તેની સ્થિતિ આજે કફોડી છે. આજે સુથાર, લુહાર, મોચી અને વેપારી પાસે જઈ કંઈક ખરીદીશું તો તેમના માલની કિંમત તેઓ પોતે જ કરશે; પણ એક ખેડૂત જ એવો છે કે જેને પોતે ઉત્પન્ન કરેલા અનાજનો ભાવ પૂછવા બજારમાં જવું પડે છે, એ પોતાના માલનો ભાવ પોતે નથી કરતો પણ ખરીદનાર કરે છે માલ લેનાર ભાવ નક્કી કરે ત્યાં આપનાર શી રીતે તરે? ખેડૂતની આ દશા કેમ છે? કારણ કે તેને રૂપિયાની ગરજ છે. તેને પૈસા ઉપર જીવવાની ટેવ પડી છે. પોતે કપાસ પકવે છે પણ તે વેચીને કપડાં ખરીદે છે. રોટલા ખાતાં ખૂટે નહિ એટલું અનાજ પેદા કરે છે, પણ ચા, બીડી, તમાકુ વગેરે વ્યસનોને પોષવાને અનાજ વેચી દે છે અને ન ખરીદવા જેવી નકામી ચીજો પાછળ ધૂમ ખર્ચ કરે છે. ઘેર ઘીની નાળો પાઈને તાજા કરેલા

બળદ હોય તોપણ દીકરાની જાન લઈ જવા મોટર મંગાવે છે. આવી સ્થિતિ હોય ત્યાં ખેડુત શી રીતે ઊંચો આવી શકે?

કસ્તુરીમૃગની નાભિમાં સુગંધ ભરેલી હોય છે, પણ તેને તેનું ભાન નથી; એટલે તેને શોધવા તે બહાર વનેવન ભટકે છે અને દોડી દોડીને છેવટે પોતે જ પોતાનો નાશ નોતરે છે. આપણી સ્થિતિ આ કસ્તુરીમૃગ જેવી છે. ભગવાને આપણને મહેનત કરી સુખે રોટલો રળી ખાવા જમીન આપી છે, પણ આપણને સુખ દેખાતું નથી એટલે કૃત્રિમ મોજશોખનાં સાધન ઊભાં કરવા પૈસા પાછળ પડયા છીએ. પણ પૈસાને તો પાંખો છે. તે આપણને ઘડીભર નચાવે છે ને પછી તાળી આપી ચાલ્યો જાય છે. આપણા હાથમાં હોય ત્યાં સુધી આપણે રાચીએ છીએ પણ તે ચાલ્યો જાય છે ત્યારે દુ:ખી થઇએ છીએ તેથી આપણે સુખી થવું હોય તો પૈસા ઉપર જીવવાની આપણી રીતો છોડવી પડશે. સારી રીતે જીવવું હોય તો બુદ્ધિપૂર્વક મહેનત કરો. ભગવાને જમીન દાણા પકવીને ખાવા માટે આપી છે, પૈસા પેદા કરવા નહીં.

આપણા દેશના ખેડૂતોનું દુર્ભાગ્ય છે કે તેઓ એકલી મહેનત પાછળ પડયા છે. પણ જ્ઞાન વગરની મહેનત માણસને સુખી કરી શકતી નથી. ભગવાને આપણને ઇન્દ્રિયો આપી છે તેની સાથે તેણે ચિત્ત પણ આપ્યું છે. ચિત્ત ચિંતવન કરવા માટે છે. ચિંતવન વગરનું કામ જડતા લાવે છે. માણસ રેંટિયો કાંત કાંત કરે પણ ચિંતવન ન કરે તો તે રેંટિયા જેવો જડ થઈ જાય છે. તેથી આપણે આપણાં બધાં કામ જ્ઞાનપૂર્વક કરવાં જોઇએ. ખેડૂત ખેતી કરે તેની સાથે ચિંતવન કરે કે, 'મેં આ દાણા પકવ્યા એનાથી લોકોનું પોષણ થશે. મારા હાથે આ કેવું પવિત્ર કામ થઈ રહ્યું છે!' આ રીતે ધંધા સાથે ચિંતવન કરતાં આપણી ભાવનામાં ફેર પડશે. એવી ભાવનાથી ખેતી થાય તો ખેડૂત ઈશ્વરમય બને. તેથી આપણા ઋષિમુનિઓએ કહ્યું છે કે, એકલો જ્ઞાની માણસ જડ પંડિત બની

જાય છે. તેથી જ્ઞાન અને કર્મનો સંયોગ થવો જોઈએ. કર્મ વગરનું જ્ઞાન નિરર્થક છે. ખેડૂતોએ કર્મ કરતાં કરતાં જ્ઞાનની ઉપાસના પણ કરતાં રહેવું જોઈએ.

ખેડૂત ભાઈઓ, છેલ્લે તમને એક વાત કહી લઉં. એક નવો યુગ તીવ્ર ગતિએ દોડતો આવી રહ્યો છે. તે દેશના એકેક માણસ પાસે ત્યાગ માગી રહ્યો છે. બુદ્ધિવાળા પાસે બુદ્ધિ માગે છે, ધનવાળા પાસે ધન માગે છે ને જમીનવાળા પાસે જમીન માગે છે. તેમાં આપણે ઈશ્વરે આપેલી બધી જ સાધનસંપત્તિ તથા બળબુદ્ધિ સહિયારાં કરવાં પડશે. અને તેમ કરી આજે જીવીએ છીએ તે કરતાં વધારે સારું જીવન જીવવું છે એ માટે આપણે જમીન માલિકી હક ખતમ કરી તેને સાર્વજનિક બનાવવાની છે. આ જમાનાની માંગ છે. એ રોકી રોકાય તેમ નથી. તો તમારી પાસે જે જમીન હોય તેમાંથી થોડો હિસ્સો જમીન વગરના તમારા ભાઈઓને આપો અને તેમને રોટલા ખાતા કરો. આપણે સમજીને છોડીશું તો સારી વાત છે. નહીં સમજીએ તોપણ હવે જમીન આપણા હાથમાં રહેવાની નથી. કારણ કે લોકો હવે જાગ્યા છે. એ તેમના અધિકાર લીધા સિવાય રહેવાના નથી. હિંદની મિલ્કત ઉપર તેમાં વસતા છત્રીસ કરોડનો હક છે. તેથી સાંકડેમાંકડે પણ સૌનો સમાવેશ કરવાનો છે. આ યુગનું બળ છે. આજે નહિ આપો તો પછીથી આપવી પડશે, પણ આપ્યા વગર છૂટકો થવાનો નથી. હું તો તમને ચેતવણી આપું છું. ચેતવવું એ અમારો ધર્મ છે. ચેતવું એ તમારો ધર્મ છે.

## [૪] અહિંસાનો વિજય

એક જમાનો હતો જ્યારે આપણા લોકો અંગ્રેજોની બતાઈનાં ગીતો ગાતા હતા. કેટલાક એમની પ્રશંસાનાં કાવ્યો પણ લખતા હતા એ વખતે પણ આપણા દેશના કેટલાક આગેવાનોને અંગ્રેજોની અસર ખૂંચતી હતી, અને તેની સામે તે ચોકબંધીર કરતા હતા,

પણ અંગ્રેજોનો વાળ વાંકો કરવાની કોઈની તાકાત નહોતી. દાદાભાઈ નવરોજી, ગોખલે, તિલક વગેરેએ અંગ્રેજોની જુલમગાર નીતિ સામે પ્રબળ વિરોધ ઉઠાવ્યો પણ કોઈને અંગ્રેજોને હિંદમાંથી કાઢવાની દવા ન જડી.

ઈ. સ. ૧૯૧૫ માં ગાંધીજી દક્ષિણ આફ્રિકામાંથી હિંદમાં આવ્યા. એમણે દેશમાં બધે ફરી પરિસ્થિતિ જોઈ લીધી. એમને લાગ્યું કે, જ્યાં સુધી દેશ અંગ્રેજોને આધીન છે ત્યાં સુધી તે સુખી થઈ શકે નહિ. વળી એમને લાગ્યું કે, 'અંગ્રેજો ઉપર કોઈ રાજ્ય કરે એ એમને નથી ગમતું, તો તેઓ આપણા ઉપર રાજ્ય કરે એ આપણને કેમ ગમે ?' તેથી તેમણે જાહેર કર્યું: 'અંગ્રેજો આપણા ઉપર રાજ્ય કરે છે એ ભયંકર અન્યાય છે. તેથી અંગ્રેજોએ દેશમાંથી જવું જોઈએ. આપણા પર કોઈ માલિક ન જોઈએ. આપણને સ્વરાજ જોઈએ.' આવો રાષ્ટ્રીય સંકલ્પ ગાંધીજીએ કર્યો. એ સંકલ્પ સિદ્ધ કરવા એમણે દેશને સત્યાગ્રહ અને અસહકારના મંત્રો આપ્યા. એમણે કહ્યું કે, 'તમને લાગે કે આ વસ્તુ કરવા જેવી છે તો તે મરણાન્તે પણ કરો. જે સત્ય લાગે તેને કદાપિ ન છોડો. એમ કરશો તો ગમે તેવી મુશ્કેલીઓ અને કષ્ટો પડશે પણ આખરે સત્યનો વિજય થશે. બીજું જેમાં તમને અધર્મ લાગે તેને તમારે સાથ ન આપવો, તેની સાથે સહકાર ન કરવો. એમ કરતાં જે મુશ્કેલીઓ ને દુઃખો આવી પડે તે સહન કરી લેવાં. અધર્મનો પ્રતિકાર કરતાં ખપી જાઓ પણ તેને આધીન ન થાઓ. અંગ્રેજોને કોઈએ ગાળ પણ દેવાની જરૂર નથી ગાળ દેવાની જરૂર પડશે તો હું એકલો દઈશ, કારણ કે મેં એમની સેવા કરી છે'

દુનિયાનાં બીજાં રાષ્ટ્રોએ સ્વતંત્રતા માટે લોહીની નદીઓ વહેવડાવી છે. રામાયણ અને મહાભારતનો ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે તેમાં પણ શસ્ત્રયુદ્ધની જ વાતો આવે છે શ્રીકૃષ્ણ દુર્યોધન પાસે સંધિ કરવા ગયા ત્યારે તેમણે પાંડવો માટે તેની પાસે માત્ર

પાંચ ગામની જ માગણી કરી હતી. તે વખતે દુર્યોધને સોયની અણી મૂકવા જેટલી જમીન આપવાનો પણ ઇન્કાર કર્યો હતો. આખરે કૌરવો પાંડવો વચ્ચે મહાભારતનું યુદ્ધ થયું ને પરિણામે બન્ને પક્ષોનો જે ભારે સંહાર થયો, તેનાં વર્ણનો મહાભારતમાં આવે છે. આ રીતે દુનિયાના ઇતિહાસમાં બધે શસ્ત્રોની બોલબાલા છે.

આ પરિસ્થિતિમાં ગાંધીજીએ નવી જ વાત કરી. લોકોને તે ઝટ ગળે ઊતરે એવી નહોતી. તેથી ઈ. સ. ૧૯૨૦માં જ્યારે એમણે અમદાવાદમાં સરકાર સામે અસહકારનો ઠરાવ કર્યો ત્યારે તે સભામાંથી બહુ વિદ્વાન ગણાતા કેટલાક માણસો ઊઠીને ચાલ્યા ગયેલા. એમને લાગેલું કે સરકાર સામે તે વળી અસહકાર કદી થઈ શકતો હશે? કેટલાક તો ગાંધીજીની મશ્કરીઓ પણ કરતા કે, 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂનથી અંગ્રેજોને કાઢવા નીકળ્યા છે! સરકાર કેમ જાણે કબૂતર હશે કે તાળીઓ પાડવાથી ઊડી જશે!'

પરંતુ ગાંધીજીએ તો સંકલ્પ કર્યો હતો. સંકલ્પમાં ગજબનું બળ હોય છે તેમાં હાઈડ્રોજન બોમ્બ કરતાં પણ વિશેષ શક્તિ હોય છે. એટલે જ 'સંકલ્પનો દાતા હરિ' કહેવાય છે. ચોર પણ સંકલ્પ કરે છે તો તે ફળે છે. જ્યારે ગાંધીજીનો તો શિવસંકલ્પ હતો એની પાછળ હિંદની પ્રજાના કલ્યાણની ઉચ્ચતમ ભાવના હતી એ કેમ ન ફળે?

ગાંધીજી તો કહેતા હતા કે, હિંદના લોકો અહિંસાનું બરાબર પાલન કરે અને મારો કાર્યક્રમ અપનાવે તો એક જ વર્ષમાં હું સ્વરાજ અપાવું; પણ આપણે એમણે બતાવેલા માર્ગે ચાલી શક્યા નહિ, તેથી સ્વરાજ મેળવતાં ર૭ વર્ષ લાગ્યાં. એટલાં વર્ષ સુધી એમણે સત્ય અને અહિંસાના પ્રયોગો હિંદની ભૂમિ પર કર્યા. આપણાં શાસ્ત્રોમાં અહિંસક સત્યાગ્રહની વાતો ક્યાંક ક્યાંક આવે છે. પણ તેનું આચરણ પ્રહ્‌લાદ સિવાય કોઈએ કર્યું નહોતું.

વ્યક્તિગત રીતે કેટલાક સાધુ પુરુષોએ તે શસ્ત્રનો ઉપયોગ કર્યો છે, પણ સામાજિક શસ્ત્ર તરીકે તો એકલા ગાંધીજીએ જ તેનો ઉપયોગ કરી બતાવ્યો, અને પરિણામે સ્વેચ્છાએ અંગ્રેજો પોતાની મેળે હિંદ છોડી ચાલ્યા ગયા. તલવારથી જ જીતી શકાય એવી એક માન્યતા ગઈ કાલ સુધી પ્રવર્તતી હતી, પણ અહિંસક શસ્ત્રથી દુશ્મનને હરાવી શકાય છે એ ગાંધીજીએ પ્રયોગથી સિદ્ધ કરી બતાવ્યું. આ અહિંસાનો વિજય હતો. દુનિયાના બીજા દેશો માટે તો આ ઘટના ખરેખર એક ચમત્કારક જેવી હતી

૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના દિવસે રાતના બાર વાગે ભારતને આઝાદી મળી. દિલ્હીમાં એ અપૂર્વ દિવસ ઉજવવા લાખોની મેદની લાલ કિલ્લા આગળ એકઠી થઈ હતી. વાઈસરૉય લૉર્ડ માઉન્ટબેટને પોતાને હાથે લાલ કિલ્લા ઉપરથી અંગ્રેજોનો 'યુનિયન જેક' નીચે ઉતાર્યો અને હિંદનો રાષ્ટ્રધ્વજ તેના ઉપર ચઢાવી સૌ પ્રથમ તેણે તેને સલામી આપી. આ ઘટના દુનિયાના ઇતિહાસમાં અભૂતપૂર્વ છે. વાઈસરૉય તરીકેનું તેમનું કામ તે જ દિવસે પૂરું થતું હતું, પણ આપણા કહેવાથી તે ત્રણ મહિના હિંદની સેવા માટે રોકાયા. આ પણ અહિંસાનો જ વિજય હતો.

અંગ્રેજો હિંદ છોડી ગયા ત્યારે આપણા દેશમાં ૫૦૦–૬૦૦ નાના મોટા રાજાઓ હતા. જતાં પહેલાં અંગ્રેજોએ તેમને કહેલું કે, તમને સાર્વભૌમ સત્તા સોંપવામાં આવશે. પણ સ્વરાજ્ય મળ્યા પછી ગાંધીજી, સરદારશ્રી વગેરેએ રાજાઓ સાથે મંત્રણાઓ કરી. તેમણે રાજાઓને કહ્યું કે, આપણે આપણા દેશના નકશામાંથી જુદા જુદા રંગો કાઢી નાખી તેને એકરંગી બનાવવો છે. રાજાઓ રાજ્યો છોડશે એવી કોઈનેય કલ્પના નહોતી. કદાચ રાજાઓને પણ એની કલ્પના નહિ હોય; પણ આપણે જોયું કે રાજાઓએ ટપોટપ રાજ્યો છોડયાં. આ બધું આપણી આંખો આગળ બની ગયું છે. આ પણ અહિંસાનો ચમત્કાર છે.

વિનોબાજીએ એક વાર કહ્યું હતું કે, પાંચ હજાર વર્ષ પહેલાં ખેતીની શોધ કરી માણસે અહિંસાનો પ્રચાર શરૂ કર્યો દૂધ–ઘીની શોધ કરીને એણે પશુસૃષ્ટિને બચાવી અને સત્યાગ્રહની શોધ કરી તેણે માણસને બચાવ્યો વિદ્વાન ઇતિહાસકારો જ્યારે ઇતિહાસ લખશે ત્યારે સત્યાગ્રહથી ગાંધીજીએ ભારતને આઝાદ કર્યો એ અપૂર્વ બનાવની તેઓ સુવર્ણાક્ષરે નોંધ લેશે

આપણે અહિંસાથી સ્વતંત્ર થયા. અહિંસાને કારણે જ આજે વિશ્વમાં હિંદની પ્રતિષ્ઠા વધી છે. આજે જવાહરલાલજી રાજકારણમાં અહિંસાનો થોડો અમલ કરી રહ્યા છે, તોપણ તેનો દુનિયાનાં રાષ્ટ્રો પર કેવો જબરો પડઘો પડે છે ? અહિંસાના સ્થૂલ પાલનથી પણ આવાં પરિણામ આવી શકે તો પછી તેનુ સક્રિય પાલન કરવામાં આવે તો કેવાં ભારે પરિણામોની આશા રાખી શકાય ?

અહિંસા આપણા દેશની મૂડી છે એને ટકાવી રાખવી એ આપણી ફરજ છે એનો આચાર્ય તો આજે આપણી વચ્ચે નથી પણ આપણા હૃદયમાં તે વિરાજેલો છે. તેણે આપેલા મંત્રનું મન, કર્મ ને વચનથી પાલન કરીએ તો જ તેને શાંતિ થાય.

## [૫] મધ્યમ વર્ગ પિસાઈ રહ્યો છે !

આજે જ્યાં અને ત્યાં એક રાડ સાર્વત્રિક થઈ પડી છે 'મધ્યમ વર્ગ પિસાઈ રહ્યો છે !' પણ શા માટે પિસાઈ રહ્યો છે એનો ગંભીરતાપૂર્વક કોઈ વિચાર કરતું નથી. જરા ઊંડા ઊતરી તેનાં કારણ શોધીએ અને તેના ઉપાય કરીએ તો આજે જાગેલો ઊહાપોહ ઘણે અંશે શમી જાય

પહેલાં તો આપણે મધ્યમ વર્ગ કોને કહેવો એ જાણવું જોઈએ મારી માન્યતા પ્રમાણે જેનું મોઢું પૈસામાં અને પગ ગરીબીમાં છે તે મધ્યમ વર્ગ. સ્થિતિ ગરીબ હોય પણ જીવવાની

રીતે પૈસાદાર જેવી રાખવી, એ બે વચ્ચે મેળ શી રીતે જામે? કપડાં તો અમુક જાતનાં અને અમુક ફેશનનાં જોઈએ જ; સવારે પથારીમાંથી ઊઠયા કે ચા-કૉફી વગર ન ચાલે. ભોજનમાં પણ અમુક પદાર્થો તો હોવા જ જોઈએ દીકરીનાં લગ્ન થાય ત્યારે વરને અમુક રૂપિયા પહેરામણી અને દીકરીને અમુક હજારનાં દાગીના ન આપીએ તો પ્રતિષ્ઠાને ફટકો લાગે. દીકરાની જાનમાં મોટર અને વાજાં ન હોય તો જાન ન શોભે આ અને આવાં બીજાં રૂઢિરિવાજો અને આદતોનો મધ્યમ વર્ગ શિકાર થઈ ગયો છે. એમાં ફેરફાર કરવો એ એને હીણપતભર્યું લાગે છે

પણ હવે યુગ પલટાય છે. પલટાતા યુગ સાથે માણસે બદલાવું જ પડશે એ પ્રમાણે ન કરીએ તો એનાં દુષ્પરિણામ આપણે ભોગવવાં જ પડે. ઉનાળાની સખત ગરમીમાં કોઈ ગરમ કોટ પહેરીને ફરે અને પછી 'ગરમી બહુ લાગે છે, બફાઈ ગયો!' એવી બૂમો પાડે એનો અર્થ શો? ગરમીમાંથી બચવા એણે ગરમ કોટ ઉતારી ઋતુને અનુકૂળ કપડાં પહેરવાં જોઈએ એ જ રીતે મધ્યમ વર્ગ માટે બદલાતા યુગને ઓળખવાનો અને તે અનુસાર જીવન જીવવાની રીતોમાં ફેરફાર કરવાનો સમય ક્યારનોય આવી પહોંચ્યો છે. હવે બાપદાદાના વખતની રૂઢિઓ, રીતરિવાજો અને માન્યતાઓનું અંધ અનુકરણ કર્યે નહિ ચાલે. પ્રતિષ્ઠા અને મોભાનાં ખોટાં મૂલ્યાંકનો હવે બદલે જ છૂટકો. પ્રતિષ્ઠા અને મોટાઈની ઓથે થતા ખોટા ખર્ચા છોડી જીવનમાં સાદાઈ, સંયમ અને શ્રમની પ્રતિષ્ઠા સ્થાપવી પડશે. મધ્યમ વર્ગ પાસે ખૂબ બુદ્ધિ છે. એણે એની બુદ્ધિ વિચારપૂર્વક જીવવામાં અને રાષ્ટ્રની સંપત્તિ વધે એવાં કામોમાં પ્રયોજવી જોઈએ. એ પ્રમાણે નહીં કરીએ તો આપણે પિસાઈશું એટલું જ નહિ, પણ ખલાસ થઈ જઈશું.

## [૬] ભારતીય સંસ્કૃતિ અને આધુનિક સ્થિતિ

આજે ફરતો ફરતો હું તમારા ગામમાં આવ્યો છું મારા મિત્રો મારાં ખૂબ વખાણ કરે છે, અને મારે માટે ઘણાં વિશેષણો વાપરે છે. પણ મારું કામ તો એક ટપાલવાળા જેવું છે. પહેલાં ગાંધીજીનો સંદેશો ગામડે ગામડે પહોંચાડતો હતો; આજે વિનોબાજીનો સંદેશ પહોંચાડવાનું કામ કરું છું. વિનોબાજીએ તેમનો ભૂદાનનો સંદેશ મને ગુજરાત, કચ્છ ને સૌરાષ્ટ્રમાં પહોંચાડવાનું કામ સોંપ્યું છે. તેમણે જે ક્રાન્તિનું કામ હાથમાં લીધું છે તેનું પૂર્ણ દર્શન તો તેમને એકલાને જ થયું છે, હું તો પૂર્ણ શ્રદ્ધાથી આ કામ કરી રહ્યો છું. તેમનો એવો આદેશ છે કે લોકો સમજે કે ન સમજે, પણ આ સંદેશ તેમને કાને નાખી આવો. વિચાર આપ્યો હશે તો મોડો વહેલો તે આચારમાં પરિણમશે; કારણ કે યુગ બદલાયો છે.

એક જમાનો હતો જ્યારે આપણો દેશ કુદરતી રીતે રક્ષાયેલો હતો. ત્રણ બાજુ સમુદ્ર અને એક બાજુ હિમાલય આપણી સંસ્કૃતિનું રક્ષણ કરતો હતો. એ વખતે આપણી સંસ્કૃતિ ખૂબ ઉન્નત અને ભવ્ય હતી. ચાર આશ્રમો, ચાર વર્ણો ને સોળ સંસ્કાર એટલા તો સુંદર અને ભવ્ય રીતે ગોઠવાયેલા હતા કે, નીચું જોઈને ચાલીએ તોપણ સ્વર્ગે જવાય. આટલી સુંદર વ્યવસ્થા હતી. પણ સંસ્કૃતિ ગમે તેટલી ઉન્નત હોય, પણ તેને ય તંદ્રા આવે છે. રોજ સ્નાન કરવા છતાં મેલાં થવાય છે, તેમ માણસ ગમે તેટલો સદ્‌ગુણની ટોચે પહોંચેલો હોય,પણ અખંડ જાગ્રત ન રહે તો તે પટે છે. એક જમાનામાં આપણે સંસ્કૃતિના શિખરે હતા,પણ કાળબળે આપણા ચારિત્ર્યની ગતિ ધીમી પડતી ગઈ, આપણામાં દોષો પેસતા ગયા. કેટલાક ધર્મ મારફતે પેઠા તો કેટલાક દેશની સહીસલામતીમાંથી ફૂટ્યા. આ પ્રક્રિયા ઘણા વખતથી શરૂ થઈ ગયેલી. તે પછી આપણા

દેશ પર ગ્રીક, મુસલમાન, હૂણ વગેરે અનેક પરદેશી પ્રજાઓના હુમલા થયા. છેવટે દરિયા માર્ગે યુરોપની પ્રજાઓ આપણા દેશમાં આવી અને તેમાં અંગ્રેજોએ આવી આપણા દેશ પર એકહથ્થુ સત્તા સ્થાપી. આપણી પડતી સંસ્કૃતિને એ લોકોએ ભારે ફટકો માર્યો. પતન પામતી સંસ્કૃતિને પાટુ મારી જમીનદોસ્ત કરી એમ કહીએ તો તે ખોટું નહિ ગણાય. એમણે આપણા દેશના રીતરિવાજ, રહેણીકરણી, ઊંચનીચના ભેદભાવ, પરસ્પરના કુસંપ વગેરેનો બહુ ઝીણવટથી અભ્યાસ કરી લીધો અને તે બધાનો લાભ ઉઠાવી હિંદ પર સામ્રાજ્ય જમાવ્યું. પણ એટલું કરીને તે ન અટકયા. તેમણે બ્રાહ્મણ અને ક્ષત્રિયનું રૂપ લઈ આપણું જ્ઞાન અને શક્તિ હરી લીધાં. પાછું તેમણે વાણિયાનું રૂપ પણ લીધું. પોતાનો માલ ખપાવવા તેમણે મોટી મિલો ને જંગી કારખાનાં ઊભાં કરી એક-બીજાના આધારે જીવતા આપણા લોકોના ધંધા તોડી નાખ્યા, અને બિનઉપયોગી ચીજોનું ઉત્પાદન વધારી તે આપણાં ઘરોમાં ઘૂસાડી. વળી કામ કરે તે નાનો ને બેઠે બેઠે ખાય તે મોટો, હુકમ ઉઠાવે તે નાનો ને હુકમ કરે તે મોટો; અન્ન ખાઈને જીવે તે નાનો ને પૈસા પર જીવે તે મોટો—આમ જીવનનાં મૂલ્યાંકનો ફેરવી નાખ્યાં. બીજી બાજુ જે વ્યસનો અને મોજશોખની વસ્તુઓ આપણે ત્યાં નહોતી તેને પ્રતિષ્ઠા આપી. આપણા પ્રાચીન રીતરિવાજોને છિન્ન-ભિન્ન કરી નાખ્યા. આપણે ત્યાં કોઈ પૈસાદાર ન થઈ જાય કે કોઈ ગરીબ ન રહે એવી સમાજવ્યવસ્થા હતી. જીવનનું આપણું ધ્યેય કલ્યાણ, મોક્ષ હતું. બુદ્ધિ, સંપત્તિ બધું જનકલ્યાણ માટે હતું. એને બદલે વ્યક્તિગત સુખોપભોગ માટે જીવવું, શરીરને રૂપાળું અને ભોગપરાયણ બનાવવું, એ જીવનનું ધ્યેય બન્યું. બધી બાબતોમાં આપણે અંગ્રેજોનું અનુકરણ કરતા થયા. પોષાક, રહેણીકરણી ને વ્યસનોનું આપણે અંધ અનુકરણ કર્યું. કોર્ટમાં જૂઠું બોલી શકાય, ન્યાય વકીલ સિવાય કોઈની પાસે ન કરાવી શકાય, એવી એમણે પ્રથા પાડી અને આપણે તે અપનાવી. આમ

બધી રીતે આપણે તેમની આંખે જોતાં થયાં. પરિણામે આપણે પોપાયેલાં પ્રાણી જેવાં બની ગયાં. આપણામાં સંયમની કિંમત ઘટી ને વેવલાપણું વધ્યું. સારાસારની વિવેકબુદ્ધિ નષ્ટ થઈ. પણ એ કરતાયે મોટું નુકસાન તો એમણે એ કર્યું કે દુ:ખ સામે લડવાની આપણી તાકાત હરી લઈ આપણને પોપાયેલાં પ્રાણી જેવાં બનાવ્યા. આપણામાં આપત્તિઓનો સામનો કરવાની તાકાત ન રહી નાની સરખી મુશ્કેલી હોય તોપણ તે સરકારથી જ દૂર થઈ શકે એવી આપણી મનોવૃત્તિ ઘડાઈ ગઈ ખાડો પડયો હોય તો તે ગ્રામપંચાયત કે મ્યુનિસિપાલિટીએ પૂરવો જોઈએ, ગામ પર ચોરોનો હુમલો થયો હોય તો પોલીસે ગામનું રક્ષણ કરવું જોઈએ, ગામમાં શાળા ન હોય તો તે સરકાર કરે તો જ થાય આ અને આવી બીજી બાબતોમાં આપણે બાહ્ય તાકાત ઉપર જ આધાર રાખતા થયા તેથી સ્વ-પુરુષાર્થનું આપણું બળ નષ્ટ પામ્યું, ને આપણે પંગુ બન્યાં.

બીજી બાજુ અંગ્રેજે પોતાની જાળ ચોતરફ ફેલાવવાની યુક્તિ-પૂર્વક શરૂઆત કરી દીધી દરેક ગામમાં મુખી અને ચોચાર મતાદાર નીમી દીધા કેટલાક માથું ઊંચકે એવા હતા તેમને ઠાકોરો બનાવી દીધા, તો કેટલાકને રાજા બનાવ્યા કેટલાક વિશિષ્ટ શક્તિ ધરાવતા લોકોને તથા શ્રીમંતોને ઇલકાબો આપી બાંધી લીધા. કોઈ ભણેલો કે તેજસ્વી માણસ નજરમાં આવ્યો કે તરત જ તેને ભારે પગારની નોકરીએ વળગાડી દીધો આમ રાષ્ટ્રની બધી શક્તિ ને સંપત્તિ તેણે કાબૂમાં લીધી ને બધી બાજુથી નિર્ભય થયો અને કોઈને ખબર ન પડે એ રીતે વર્ષો સુધી હિંદુસ્તાનનું શોષણ કર્યું. પરિણામે દેશ તેજોહીન અને કંગાલ બન્યો.

આ પરિસ્થિતિમાં ગાંધીજીને ઈશ્વરે મોકલ્યા. એમણે દેશના દુ:ખનું સાચું નિદાન કર્યું. તે દ્રષ્ટા હતા. એમણે કહ્યું કે હિંદુસ્તાનને પુનઃ સુખી અને આબાદ કરવો હોય તથા તેની મૃતઃપ્રાય સંસ્કૃતિને પુનર્જીવિત કરવી હોય તો સૌ પ્રથમ અંગ્રેજોને દેશમાંથી

કાઢવા જોઈએ. ગુલામીનો રોગ નાબૂદ કરવા એમણે સત્યાગ્રહ અને અસહકારની દવા આપી. એમણે કહ્યું કે અંગ્રેજો હિંદુસ્તાન પર રાજ્ય કરે છે એ અન્યાય છે. એ અન્યાયનો તમે સત્યાગ્રહથી અહિંસક રીતે પ્રતિકાર કરો. તેમ કરતાં ગમે તેટલું દુઃખ સહન કરવું પડે તો તે હસતે મોંઢે સહન કરો, પણ અન્યાયને હરગિજ સહન ન કરો. અન્યાયનો પ્રતિકાર કરતાં કરતાં ખપી જાઓ તો પણ તેમાં તમારો વિજય છે. તેમના આ આદેશનું લોકોએ થોડું પાલન કર્યું પરિણામે આપણે બંધનમુક્ત થયા. કેટલીક દવાઓ એવી હોય છે કે રોગને મટાડે છે, પણ બુદ્ધિને બગાડે છે. પણ ગાંધીજીએ બતાવેલી દવા તો રોગને નાબૂદ કરે ને બુદ્ધિને પવિત્ર અને તેજસ્વી બનાવે એવી હતી; પરંતુ દવા ખાનારે પરહેજી પાળવી જોઈએ. ગાંધીજીએ દવા આપી તે સાથે પરહેજીમાં ચાર વસ્તુઓ મૂકી હતી : ૧ હિંદુ–મુસ્લિમ એકતા ૨ અસ્પૃશ્યતા નિવારણ ૩ રાષ્ટ્રીય શિક્ષણ અને ૪ ખાદી. ગાંધીજીએ કહ્યું હતું કે મારી દવા સાથે દેશ આ ચાર વસ્તુઓની પરહેજી પાળે તો એક જ વર્ષમાં ગુલામીનો રોગ નાબૂદ થાય ને અંગ્રેજોને મુંબઈના બારામાંથી છેલ્લી વિદાય આપી પાછો વળું, ત્યારે દેશને સુવ્યવસ્થિત રીતે ગોઠવાયેલો જોઉં. પણ આપણે પરહેજી ન પાળી એટલે સ્વરાજ મેળવતાં ૨૭ વર્ષ નીકળી ગયાં. આપણે સ્વતંત્ર તો થયા પણ ગાંધીજીની આશા ન ફળી. સ્વતંત્રતા મળી કે હિંદના બે ટુકડા થઈ ગયા. હિંદુ–મુસ્લીમ પાગલ બન્યા ને પરસ્પર ખૂનામરકી ચાલી. અનેક શરમજનક ઘટનાઓ બનવા પામી. સ્વરાજની આ પહેલી પ્રસાદી હતી! ગાંધીજીની તપશ્ચર્યાથી હિંદની દુનિયામાં પ્રતિષ્ઠા વધી, પણ હિંદના લોકો આગળ ન વધ્યા. અંગ્રેજો ગયા અને રાજાઓએ રાજ્યો છોડ્યાં એ બધું તો ઉપરથી દાબ ગયા એટલું જ. આપણને સ્વરાજ્ય મળ્યું પણ આપણી જીવવાની રીતોમાં ફેરફાર ન થયો. ગરીબી ને અમીરી તથા ઊંચ ને નીચના ભેદભાવ નાબૂદ ન થયા. સંપત્તિવાળા

વધારે સંપત્તિવાળા થતા ગયા ને ગરીબ વધારે ગરીબ બનતા ગયા. હરિજનોને હજીય આપણે અપનાવી શકયા નથી રાષ્ટ્રીય શિક્ષણને બદલે આજે પણ અંગ્રેજોએ પાડેલી પ્રણાલિકા મુજબ શિક્ષણ અપાય છે સ્વરાજ્ય આપણને આ ફેરફાર કરવા મળ્યું છે, પણ આપણે કંઈપણ ફેરફાર કરી શકયા નહિ તેથી સ્વરાજ્ય પછીનું સુખ ભોગવવાનુ આપણને ન મળ્યું.

પણ ઈશ્વરને આપણા દેશ દ્વારા દુનિયામાં શાંતિ ને અહિંસા ફેલાવવાનું કામ કરવું હોય એમ લાગે છે. તેથી જ તેણે ગાંધીજી પાસે સત્ય અને અહિંસાનો દુનિયાના ઇતિહાસમા અદ્વિતીય પ્રયોગ કરાવ્યો. અને એ પ્રયોગને વ્યાપક કરવા ગાંધીજી પછી તરત જ વિનોબાજીને મોકલ્યા. વિનોબાજીએ આપણા દેશ આગળ બીજી ક્રાન્તિની વાત મૂકી છે ગાંધીજીની લડત તો બાહ્ય હતી અંગ્રેજોને કાઢવાની લડત હતી એમાં થોડા માણસોના પુરુષાર્થથી પણ ધ્યેય સિદ્ધ થયું. પણ આ લડત તો આંતરિક છે. દેશના પ્રત્યેક માણસે આ લડતમાં ભાગ લેવો પડશે. એમાંથી છટકી શકાશે નહિ બહુ તીવ્ર ગતિએ ક્રાન્તિ આવી રહી છે એને કોઇ રોકી શકે તેમ નથી હિંસાથી કે અહિંસાથી. પણ એ થયા સિવાય રહેવાની નથી વિનોબાજીએ એવો માર્ગ બતાવ્યો છે કે ક્રાન્તિ કોઇને નુકશાન કરે નહિ ને સડસડાટ ચાલી જાય એમનો માર્ગ હિંસક ક્રાન્તિને ખાળવાનો છે. આજે વિશ્વ આખું યુદ્ધના દાવાનળમાં ઘેરાયેલું છે. ચારે બાજુ સત્તાભૂખી ભૂતાવળ ઊભી થઈ છે ને મીઠી છુરીથી હળાહળ ઝેર પાઈ રહી છે. અમેરિકા ને રશિયા એક બીજાને દરાવી રહ્યાં છે, પૂંઠ પાછળ હાઈડ્રોજન બોમ્બ રાખી શાંતિની વાતો કરી રહ્યાં છે. વિનોબાજી કહે છે, આ ૪૦૦ વર્ષનાં નાદાન છે.દુનિયાને બચાવવાની શક્તિ કોઈમાં હોય તો તે હિંદમાં છે. આપણા દેશની સંસ્કૃતિમાં એમને ખૂબ વિશ્વાસ છે. વળી અહિંસાથી સ્વરાજ મેળવ્યું એ ચમત્કાર તો નજરે જોયેલો છે. દુનિયામાં અહિંસાની વાત કાન દઈને સાંભળવા તૈયાર હોય તો તે પણ એકલો હિંદ જ છે.

પણ કેવળ અહિંસાની વાતો કરવાથી કે શાંતિપરિષદોથી દુનિયામાંથી હિંસા ટાળી ન શકાય અહિંસા ક્રિયાત્મક હોય તો જ તે કાર્યસાધક નીવડે એટલે અહિંસાનો વ્યાપક પ્રયોગ કરવા એમણે આપણા દેશમાં પ્રયોગ આદર્યો છે તે પ્રયોગ શોષણમુક્ત અને શાસનમુક્ત સમાજ રચવાનો છે એવો સમાજ રચવા માટે એમણે આ ભૂમિદાનયજ્ઞ આરંભ્યો છે તેમનો આદેશ છે કે સૃષ્ટિમાં દેખાતી બધી સંપત્તિ પરમાત્માની છે એના પર સૌને સમાન અધિકાર છે તેથી તમે જે લોકો ઈશ્વરની સંપત્તિના સંગ્રહ કરી બેઠા છો તે પોતાના સંગ્રહ છોડી સમાજને અર્પણ કરો મિલકત સહિયારી કરો જેમની પાસે ઉત્પાદક સાધનો નથી તેમને તે આપી રોટલા ખાતા કરો કામ ન કરી શકે તેવા લોકો માટે ઘસાઓ પેદા કરો તે સહિયારું કરો, આગવું નહિ સંગ્રહ કરવો એ પાપ છે, કારણ તે બીજાના ભોગે થાય છે, સંગ્રહ કંઈ એકલો પૈસાનો નથી થતો જમીન બુદ્ધિ, બળ, જ્ઞાન વગેરે ઘણી જાતનો સંગ્રહ થઈ શકે છે ને એ બધાં વહેંચાઈ જાય તો સમાજને ખૂબ લાભ થાય અને આજે જે પારાવાર દુઃખ દેખાય છે તે અદૃશ્ય થઈ જાય દુઃખ વહેંચાઈ જાય તો દુઃખ ઘટે ને સુખ વહેંચાય તો સુખ વધે પરિણામે સમાજમાં શાંતિ ને આબાદી ફેલાય આવો સમાજ નિર્માણ કરવા વિનોબાજીએ ભૂમિદાનયજ્ઞનું કામ ઉપાડ્યું છે તેનો પ્રથમ પ્રયોગ તે હિંદમાં કરી રહ્યા છે, પણ તે આખી દુનિયા માટે છે તેમનું કહેવું છે કે મારો આ પ્રયોગ હિંદમાં સફળ થાય તો તેની અસર આખી દુનિયા પર થયા સિવાય રહેવાની નથી.

પણ પોતાનો પ્રયોગ જલદી સિદ્ધ થાય એવી એમને ઉતાવળ છે '૫૭ ના અંત સુધીમાં એ પૂરો થવો જોઈએ એવી એમની દેશ પાસે માગણી છે આ પ્રયોગ ખરેખર ભવ્ય છે આપણો દેશ વિનોબાજીની અપીલને હૃદયથી વધાવી લઈ તે પ્રયોગ સફળ કરી બતાવે તો તે દુનિયાને યુદ્ધ અને હિંસાના દાવાનળમાથી ઉગારી

શકે ક્રાન્તિનું પ્રચંડ પૂર તીવ્ર ગતિએ આગળ વધી રહ્યુ છે, તેને સાચી દિશાએ વાળવું જોઇએ વિનોબાજી કહે છે કે મારો આ સંદેશ ગામડે ગામડે ને ઘેર ઘેર પહોચાડો અને લોકોને કહો કે વિશ્વશાંતિ માટે તમે તમારી પાસે જે કંઈ સંગ્રહ હોય તે સમાજ માટે અર્પણ કરો વિનોબાજીના સંદેશને આપણે સમજીને આચારમા મૂકીએ તો આપણે સુખી થઇએ એટલુ જ નહિ પણ દુનિયાને પણ સુખ અને શાંતિપૂર્વક જીવવાનો માર્ગ બનાવીએ ભારત દુનિયાનું ગુરુપદ લે એવી ઈશ્વરની પણ ઇચ્છા છે આપણે એ પદ માટે લાયક બનવું હોય તો આપણે ભૂમિક્રાન્તિને સફળ કરી બતાવવી જોઇએ.

## [૭] ચા–બીડી

આપણી મુંબઈ સરકારે જ્યારે દારૂબંધીનો કાયદો કર્યો ત્યારે સૌને લાગ્યું હતું કે, હવે ગરીબ લોકોની સ્થિતિ કંઇક સુધરશે; પરંતુ બેત્રણ વર્ષમાં જ દારૂનું સ્થાન ચાએ લઇ લીધુ દારૂની સમાજમાં પ્રતિષ્ઠા નહોતી દારૂ પીનારને લોકો હલકો ગણતા અને સૌ કોઇ તેનો તિરસ્કાર કરતા તેથી દારૂનું વ્યસન એટલું બધું વ્યાપક નહોતું પણ ચાએ તો હદ વાળી દીધી છે સમાજના એકે એક વર્ગમાં ચાએ એવી ભારે પ્રતિષ્ઠા જમાવી છે કે, કોઈ વીરલો જ એના વ્યસનમાંથી મુક્ત હશે દારૂ વધારે પીવાથી તો માણસ બેભાન થતો. પણ ચા તો માણસ દિવસમાં ગમે ત્યારે અને ગમે તેટલો રેડ રેડ કરે પણ બેભાન જ નથી થતો. વળી જે માણસ વધુ ચા પીએ અને બીજાને પાય તે સમાજમાં પ્રતિષ્ઠિત ગણાય છે! એકલો ચા પીને લોકો અટકયા હોત તો તો ઠીક પણ ચા પીધા પછી પાન ખાય છે ને પાન ઉપર પાછી બીડી પીએ છે આમ ચા બીડી અને પાનનાં વ્યસનો પાછળ આપણે પાગલ બન્યા છીએ. એ વ્યસનો પાછળ આપણે કેટલા પૈસા બરબાદ કરીએ છીએ એનો હિસાબ ગણીએ તો આપણી છાતી બેસી જાય એ પૈસાના

દાણા લાવીએ તો બાર મહિના સુધી ખાતા ખૂટે નહિ એટલા આવે પણ એ આપણી સમજમા આવતુ નથી માણુસનુ રોટલાનુ ખર્ચ તો બહુ ઓછુ છે ભગવાને આપણને આપેલુ પેટ તો એક શેર દાણાથી ભરાઈ જાય છે, પણ આપણે ઊભા કરેલા બીજા કૃત્રિમ પેટ જલદી ભરાતા નથી તેથી આપણે દુખી છીએ

ગયે વર્ષે ભૂમિદાન માટે ફરતો ફરતો હુ છોટાઉદેપુરના જગલોમા ગયો હતો ત્યા ભીલ લોકોની વસ્તી છે તેમની સ્થિતિ અત્યત ગરીબ છે મને થયુ, અહીં તો ચા નહી હોય, પણ મારી એ કલ્પના ખોટી પડી માત્ર લગોટીભેર રહેતા એ ભીલોના ઝૂપડામા પણ મેં ચા ઉકાળાતો જોયો. એ જોઈ મને ખૂબ દુખ થયુ મેં એ ભીલ લોકોને કહ્યુ, "તમે શા માટે ચા પીઓ છો?" ત્યારે એક ભીલે મને કહ્યુ, "શુ કરીએ મહારાજ, એક 'કોપ' ચા પીવાથી અમારો ટક નીકળી જાય છે" બે-ત્રણ જગાથી મને આ જવાબ મળ્યો એટલે મેં તેમના ચાના ખર્ચનો હિસાબ ગણી જોયો તો એક માણુસ દિવસના બે જ 'કોપ' ચા પીએ તો બાર મહિનાનુ તેનુ ખર્ચ રૂા ૪૫) થયુ એટલા રૂપિયાના દાણા લાવીને તે ખાય તો બાર મહિના ખાતા ખૂટે નહિ એટલા આવે એટલે મને થયુ કે, ચા પીવાથી આ લોકોનો ટક નીકળતો નથી પણ ટના રોટલા ચાલ્યા જાય છે

તે પછી એક દિવસ ભીલ લોકોને મેં ભેગા કર્યા અને ચાના વ્યસન પાછળ તેમનો રોટલો કેવી રીતે ખૂચવાઇ જાય છે તે સમજાવ્યું હુ એમને સમજાવતો હતો એવામા એક ભીલે ઊભા થઇ મને કહ્યુ "મહારાજ, આ ચા તો તમારે ત્યાથી અહીં આવ્યો છે" હું વિચારમા પડયો મને તેની વાત સાચી લાગી મેં તેને કહ્યુ, "ભાઇ, તારી વાત તદ્દન સાચી છે મારે ત્યાથી નહિ, પણ ઠેઠ હિમાલયની ટોચેથી ઢળતો ઢળતો તમારે ત્યા આવ્યો છે"

સમાજમા ચાએ કેવુ ભારે સામ્રાજ્ય જમાવ્યું છે! હિમાલયની

ગુફામાં રહેતા આપણા ધુરંધર જ્ઞાની મહાત્માઓને પણ રોજ સવાર સાંજ ચા જોઇએ છે. દિલ્હીમાં રાજ્ય ચલાવનાર આપણા પ્રધાનોને પણ ચા વગર ચાલતું નથી. ચા ન પીધી હોય તો તેમનું માથું ચડે છે. જૈન સાધુઓ તો તદ્દન અપરિગ્રહી કહેવાય, પણ તેમનેયે ચા વગર ચેન પડતું નથી. તે પણ સવારે ચા હોરવા નીકળી પડે છે. એક જૈન સાધુને મેં કહ્યું, "મહારાજ, તમારે વળી ચાનું વ્યસન કેવું!" ત્યારે તેમણે કહ્યું, "એ તો દીક્ષા લીધી એ પહેલાંનું વળગેલું છે. હવે તે છૂટતું નથી"

ગરીબ લોકો ઉપલા વર્ગના લોકોની રહેણીકરણી જોઇને જ કેટલીક કુટેવોના શિકાર થયા છે. 'નબળા ઢોરને બગાઇએ ઘણી' એ કહેવત પ્રમાણે જે વધારે ગરીબ છે તેનામાં વધારે વ્યસન પેઠાં છે. સારી સ્થિતિના માણસને રોજ બે કપ જોઇશે તો ભંગીને રોજ ચાર કપ જોઇશે. સારી સ્થિતિનો માણસ રોજની દશ બીડી પીતો હશે તો ભંગીને દિવસની વીસ જોઇશે.

વ્યસનોનો આ છંદ એકલા મોટી ઉંમરના પુરુષોને જ લાગ્યો હોત તો તો કંઈક ઠીક હતું, પણ એની જાળમાંથી સ્ત્રીઓ અને શાળાકોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ પણ છટકી શકયા નથી. કમકમાટી છૂટે એવી દુઃખદ વાત તો એ છે કે, નાનાં નિર્દોષ બાળકોને પણ અજ્ઞાન માબાપો આ કુટેવનાં ગુલામ બનવાની નાનપણથી જ તાલીમ આપે છે.

એક ગામમાં મેં એક જણને પૂછયું, "નાનાં બાળકો ચા પીએ ખરાં કે?" ત્યારે તેણે જવાબ આપ્યો, "હા, મહારાજ, ધાવણાં બચ્ચાંને પણ તેમની માતાઓ ચાવાળી આંગળી કરીને ચટાડે છે." આ બુનિયાદી તાલીમ થઇ! નાનાં બાળકોને ધાવણમાં જ આવા ખરાબ સંસ્કાર આપીએ તો મોટપણે એ ખોટાં વ્યસનોમાંથી મુક્ત શી રીતે રહી શકે?

તો શું વ્યસનમુક્ત થવાનો કોઇ ઉપાય નહિ હોય? એનો ઉપાય પણ છે. વ્યસન એ જેટલો જબરો શત્રુ તેટલો જ બીકણ

અને નબળો પણ છે. નબળાં છે એટલે નબળા પર વધારે જોર કરે છે. હું નહિ કે તું નહિ એવી મર્દાઇથી જે સામનો કરવા તૈયાર થાય છે, તેની પાસે તે આવવાની હિંમત કરતો નથી. વ્યસનમુક્ત થવા માટે આ પ્રકારની સજાવટ બહુ જ જરૂરી છે.

જો લપસી જવાય તો ઢીલા થઇ વ્યસનને વશ થઇ જવું નહિ. રસ્તે ચાલનારો ઠોકર વાગે ને નીચે પડી જાય તો તરત ઊભો થઈ ધૂળ ખંખેરી પાછો પોતાના રસ્તે ચાલવા માંડે છે. એમ આપણે પણ ભૂલ થઇ ગઇ હોય તો કંઇક પ્રાયશ્ચિત્ત કરી વધારે જાગ્રતિ અને દઢતાથી આગળ વધવું જોઇએ.

વ્યસનોએ આપણાં સમાજ ઉપર ભારે વર્ચસ્વ જમાવ્યું છે એથી વધુ દુઃખદ વાત તો એ છે કે, ચા, બીડી, પાન વગેરેને સમાજમાં પ્રતિષ્ઠા મળી છે એટલે એકલદોકલ વ્યક્તિને માટે આ વ્યસનોનો સામનો કરવો એ મુશ્કેલ છે. એને માટે સામુદાયિક ઝુંબેશ ઉઠાવવી પડશે, અને જનસમાજ પર જેમનો કાંઇક પ્રભાવ છે એવા પવિત્ર માણસોએ એમાં દોરવણી આપવી પડશે. ગામેગામ આ જાતની વ્યસનવિરોધી ચળવળી ઊભી થશે અને પોતપોતાનાં ગામોમાં વ્યસનોને ઘૂસવાની બધી જ નાનીમોટી બારીઓને સદંતર બંધ કરી દેવામાં આવશે ત્યારે જ વ્યસનો રૂપી આ અજેય શત્રુઓને મહાત કરી શકાશે. આ રીતે સામુદાયિક પ્રયત્નો ઠેર ઠેર થશે તો ધીમે ધીમે તેનો ચેપ વધતો જશે અને વ્યસનોની પ્રતિષ્ઠા સમાજમાંથી તૂટતી જશે કોઇ વસ્તુની એકવાર પ્રતિષ્ઠા તૂટી એટલે એની ઘોર ખોદાઇ ચૂકી છે એમ માનવું. સંઘ-બળ ને સંપથી આપણે એ દિશામાં પ્રયત્ન કરીશું તો આપણે તો સુખી થઇશું; એટલું જ નહિ પણ દિનપ્રતિદિન વધુ ને વધુ ગરીબીના મુખમાં ધકેલાતા આપણા ગરીબ ભાઈઓને પણ ઉગારી શકીશું.

## [૮] સ્ત્રી

સ્ત્રી અને પુરુષ એ સમાજરૂપી રથનાં બે સમાન પૈડાં છે. એક પૈડાથી રથ ન ચાલે, તેમ એકલા પુરુષથી કે એકલી સ્ત્રીથી સંસાર ન ચાલે. ઘરસંસાર સુંદર રીતે ચલાવવા બંનેની જરૂર છે. ઈશ્વરે એને અનુરૂપ બંનેમાં સ્વાભાવની વિવિધતા મૂકેલી છે. પુરુષનો સ્વભાવ સૂર્ય જેવો, તેજસ્વી, ઉગ્ર અને સૂર્યકિરણો જેવો કંઇક પ્રખર છે, તો સ્ત્રીનો ચંદ્ર જેવો શીતળ, શાંત, પ્રેમાળ અને વાત્સલ્યપૂર્ણ છે. પુરુષ બુદ્ધિપ્રધાન છે, તો સ્ત્રી હૃદયપ્રધાન સૂર્યનાં સીધાં કિરણો અસહ્ય લાગે છે, પણ તે કિરણો ચંદ્રથી ઝીલાઇને આવે છે ત્યારે શીતળતા આપે છે, આપણા મનને પ્રસન્ન કરે છે. એ રીતે પુરુષની બુદ્ધિ અને સ્ત્રીનું હૃદય એ બેના સુભગ સંયોગથી આ સંસાર મીઠો, મધુરો ને જીવવા લાયક બન્યો છે.

સ્ત્રી અને પુરુષના સ્વભાવ પ્રમાણે કામની વહેંચણી પણ ઈશ્વરે કરી આપી છે. પુરુષ બુદ્ધિપ્રધાન છે, એટલે તેનું કામ બહારથી પેદા કરી ઘરમાં લાવી આપવાનું છે. પુરૂષે લાવી આપેલી ચીજો, સંભાળપૂર્વક, અવેરથી વાપરવી એ સ્ત્રીનું કામ છે. પુરુષ મહેનત કરી રળીને ઘરમાં ગમે તેટલું લાવે, પણ સ્ત્રીમાં જો અવેર ન હોય તો ઘરમાં કંઇપણ ટકતું નથી. ગોળાને કાણું હોય અને પાણી ગમે તેટલું લાવીને રેડીએ પણ તે ગોળામાં ટકતું નથી, તેમ ઘરમાં કાણાં પડયાં તો ઘરની સંપત્તિ નીકળી જવાની. તે ઘરમાં ટકશે નહિ ખેતીના કામમાં અવ્યવસ્થા થાય તો તેને માટે પુરુષ જવાબદાર છે. ખેતીનું કામ બગડે તો તેની આબરૂ જાય છે. તેમ ઘરમાં અવ્યવસ્થા થાય તો સ્ત્રીની પ્રતિષ્ઠા ઘટે છે

આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે न गृहम् गृहिणीं विना, गृहिणी गृहम् उच्यते ! ઈંટચૂનાનું બાંધેલું મકાન એ ઘર નથી. સ્ત્રી એ ઘર

છે. સ્ત્રી વડે ઘરની શોભા છે. ઘરને લીંપીગૂંપી સાફ રાખવું, બાળકોને નવડાવી–ધોવડાવી ચોખ્ખાં રાખવાં, તેમનામાં સારા સંસ્કારોનું સિંચન કરવું, કોઈ અતિથિ અભ્યાગત આવી ચડે તો તેની પ્રેમ-ભાવે પરોણાગત કરવી, વગેરે કાર્યોથી સ્ત્રી ઘરને શોભાવે છે. એવાં કામ કરી તે ઘરની તથા પોતાની પ્રતિષ્ઠા વધારે છે, સ્ત્રીને માટે એ જ તેનું સાચું ધન છે.

આજે આપણાં ઘર કેમ શુષ્ક અને નિષ્પ્રાણ ખોખાં જેવાં દેખાય છે, એનાં કારણ તમે શોધ્યાં છે? દળવું, ખાંડવું, પાણી ભરવું, રસોઈ કરવી અને રેંટિયો ચલાવવો એ સ્ત્રીના જન્મસિદ્ધ અધિકાર છે. એ અધિકારોથી સ્ત્રીનું ઘરમાં વર્ચસ્વ રહેતું, અને એ ગૃહ-ઉદ્યોગોથી ઘર પણ ગુંજતું રહેતું. સ્ત્રીઓએ જેટલા અધિકારો ખોયા તેટલા પ્રમાણમાં તેમની પ્રતિષ્ઠા ઘટી અને ઘર પણ એ પ્રમાણમાં શુષ્ક બન્યું. સમાજમાં આજે સ્ત્રી દબાયેલી અને ઓશિયાળી બની છે એનું કારણ પણ એ જ છે. સ્ત્રીએ સમાજમાં પોતાનું સ્થાન જમાવવું હોય, પુરુષની સમોવડી થઈને જીવવું હોય તો એણે એના ખોયેલા અધિકાર ફરીથી મેળવી લેવા જોઈએ. એણે એનો ગૃહધર્મ બરાબર બજાવવો જોઈએ. પુરુષ તેના કામમાં માથું મારે તો સમજવું કે સ્ત્રીનો એટલો અધિકાર ઓછો થયો છે, સ્ત્રી એટલા પ્રમાણમાં પોતાના અધિકાર ભોગવવામાં શિથિલ બની છે. એનો અર્થ એવો નથી કે સ્ત્રીપુરુષે એક બીજાના કામમાં મદદ ન કરવી. પોતાનો ધર્મ બરાબર પાળતાં રહી જરૂર પડયે એક-બીજાને મદદરૂપ થવું એ પણ સ્ત્રીપુરુષનો ધર્મ છે.

સ્ત્રીના અધિકારો ખૂંચવી લઈ તેમને નિષ્પ્રાણ બનાવવામાં પુરુષોએ કંઈ ઓછો ભાગ નથી ભજવ્યો. શહેરના લોકો તો પોતાના બૈરાં પાસે કામ કરાવવામાં હીણપત સમજે છે. એમણે પોતાની સ્ત્રીઓને શણગારી શણગારીને શોભાની પુતળીઓ બનાવી દીધી છે. આવી સ્ત્રીઓ વિધવા બને છે ત્યારે તે હતાશ અને ઓશિયાળી

બની જાય છે. તેમનામાં મહેનત કરી પોતાનાં બાળકોને ઉછેરવાની શક્તિ રહેલી નથી. શક્તિ ક્યાંથી હોય ? કોઈ દિવસ ઘરનું કામ કર્યું હોય તો ને ? પોતાના અધિકાર ખોઈ બેઠેલી સ્ત્રીમાં પ્રાણ ક્યાંથી હોય ? જે સ્ત્રીઓનાં શરીર નાજુક અને શક્તિહીન હોય તેમનાં બાળકો પણ તેજસ્વી અને પ્રાણવાન ક્યાંથી હોઈ શકે ?

આપણામાં એક કહેવત છે કે દુનિયામાં મા જેવો કોઈ ગુરુ નથી અને વેદ જેવું શાસ્ત્ર નથી. માતા એ બાળકનો સાચો ગુરુ છે. બાળપણ એ બાળકના શિક્ષણનો સૌથી મહત્ત્વનો કાળ છે. એ સમયમાં બાળક ઘણું ખરું મા પાસે રહે છે. એ દરમ્યાન મા સાવધ રહી બાળકમાં શુભ સંસ્કારો રેડે, તેનામાં સારી ટેવો પાડે અને સારો ખોરાક ખવડાવી તેના શરીરને ટાઢતડકો સહન કરી શકે એવું મજબૂત બનાવે તો બાળકની પાયાની કેળવણીનું મોટા ભાગનું કામ તેણે પૂરું કર્યું ગણાય પાયો મજબૂત હોય તો તેના ઉપર ઈમારત ચણવામાં વાંધો ન આવે, તેમ બાળકને શરૂઆતનાં ચાર વર્ષમાં માતા કાળજીપૂર્વક ઉછેરે તો તેના ભવિષ્યના જીવનની ચિંતા કરવાની ન રહે.

અંતે સ્ત્રીઓને હું એટલું જ કહીશ કે સમાજમાં પ્રતિષ્ઠાપૂર્વક જીવવા એમણે એમના ખોયેલા અધિકારો પાછા મેળવી લેવા જોઈએ અને પોતાના સ્ત્રીસહજ ગુણોનો વિકાસ કરીને ઘરની શોભા ને આબરૂ વધારવી જોઈએ માતા એ દેશના ભાવિ નાગરિકો ઘડનાર એક આદર્શ ગુરુ છે એ લક્ષમાં રાખી એણે પોતાનાં બાળકોનો ઉછેર ખૂબ સાવધાનીથી અને કાળજીપૂર્વક કરવો જોઈએ. આટલું જો સ્ત્રીઓ કરે તો પુરુષો સાથે ખભેખભા મિલાવી કામ કરવાનો ને પુરુષો જેટલો જ દરજ્જો ભોગવવાનો અધિકાર તેમને આપમેળે જ મળી જાય. ફરજ અને અધિકાર હંમેશાં સાથે ચાલે છે. એકની ગેરહાજરીમાં બીજાનું અસ્તિત્વ સંભવી જ ન શકે. એટલે સ્ત્રીઓ પોતાની ફરજો બજાવે તો અધિકાર તો તેમને મળ્યા જ સમજવા.

# [૯] નિત્ય-યજ્ઞ

આપણી એક નાનકડી મંડળીએ ભેગા મળી આજે સૂત્રયજ્ઞ કર્યો. અને એ સંબંધમાં કંઈક બોલવા કહેવામાં આવ્યું છે. હું વિશેષ શું કહું ? બાપુજી જીવનની અંતિમ ઘડી સુધી તેનું શાસ્ત્ર સમજાવતા આવ્યા છે. પણ દુઃખની વાત છે કે, આપણે તેને આચારમાં મૂકી શકયા નથી.

આપણે સૌ જાણીએ છીએ કે, મહાભારતના યુદ્ધમેદાનમાં અર્જુનને પોતાનાં સ્વજનો જોઈને મોહ થયો. ગીતામાં કહ્યું છે કે ક્રોધમાંથી મોહ ને મોહમાંથી બુદ્ધિભ્રમ થાય છે. અર્જુનને પણ એવું થયું અને તે સ્વધર્મ છોડવા તૈયાર થયો, પણ ભગવાન તેને સ્વધર્મનું ભાન કરાવવા ઉપદેશ આપવા લાગ્યા. અર્જુન ભગવાનનો ઉપદેશ સાંભળવા લાગ્યો અને જ્યાં શંકા થઈ ત્યાં પ્રશ્નો પૂછીને તથા ચર્ચા કરીને સમાધાન મેળવ્યું. ભગવાને અર્જુનને કહેવા જેવું હતું તે બધું જ કહ્યું અને અર્જુને તે બધું જિજ્ઞાસાપૂર્વક સાંભળ્યું. સંજયને પણ ભગવાનનો આ બધો ઉપદેશ સાંભળવા મળ્યો અને તેણે તે ધૃતરાષ્ટ્રને અથથી ઇતિ સુધી કહી સંભળાવ્યો. આમ ત્રણેયે ભગવાનનો ઉપદેશ સાંભળ્યો, પણ અંતે સંકલ્પ કરવાનો વારો આવ્યો ત્યારે એકલા અર્જુને જ કર્યો, **नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादात् मयाच्युत । स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनम् तव ॥** એવો સંકલ્પ કર્યો. અને યુદ્ધમાં તેનો વિજય થયો. સંજયે અને મોહાંધ ધૃતરાષ્ટ્રે કેવળ ઉપદેશ શ્રવણ કર્યો, એટલે કંઈ ફળ મળ્યું નહિ.

આપણે ગાંધીજીનો ઉપદેશ ખૂબ સાંભળ્યો. પણ આપણા મોહ, બુદ્ધિભ્રમ અને સંદેહ દૂર ન થયાં. એ ત્રણેનો નાશ થાય તો જ સંકલ્પ થઈ શકે, નહીં તો બધું આળપંપાળ જ રહેવાનું. રેંટિયાની

વાત મહાત્માજીએ હરહમેશ કર્યા કરી. એમનાં મોટા ભાગનાં ભાષણોમાં રેંટિયાની વાતો કરી છે. એક વખત તો એમણે કહેલું: "મારા જીવનમાંથી રેંટિયો બાદ કરો તો મારામાં બીજું કંઈ રહેતું નથી" કોઈએ રેંટિયા વિષેનો એમનો આટલો બધો આગ્રહ જોઈ પૂછેલું: "બાપુજી, માણસને અન્ન અને વસ્ત્ર બન્નેની જરૂર છે, છતાં તમે એકલા વસ્ત્ર-સ્વાવલંબન પાછળ કેમ પડયા છો ?" તેના જવાબમાં તેમણે કહેલું કે, ખેતીના ધંધામાં આપણા લોકોને બુદ્ધિભ્રમ થયો નથી પણ વસ્ત્રની બાબતમાં બુદ્ધિભ્રમ થયો છે. વિનોબાજી જમીન માગે છે અને તેમને મળે છે. ભૂમિહીનોને ભૂમિ આપવાનું કહેવામાં આવે છે ત્યારે લેવા લોકો તૈયાર પણ થાય છે. પરંતુ રેંટિયો આપવાની વાત કરીએ છીએ ત્યારે તે લેવા કોઈ તૈયાર થતું નથી. ગાંધીજી આ વાત બરાબર જાણતા હતા, તેથી જ તેઓએ રેંટિયાને ખૂબ મહત્ત્વ આપ્યું.

ઈ. સ. ૧૯૨૪ માં ગાંધીજીએ મને સાબરમતી આશ્રમમાં બોલાવ્યો હતો હું તેમને મળવા ગયો. તેમણે મને પૂછયું:

"હમણાં શું કરો છો ? રેંટિયો કાંતો છો ?"

"રોજ નથી કાંતતો શ્રાવણ મહિનામાં કાંતું છું."

"રોજ કાંતો તો ?

"શી રીતે ? હું સતત ગામડાંમાં ફરતો ફરું છું"

"રોજ કેટલાં ગામ ફરો છો ?"

"આશરે વીસેક ગામોમાં ફરું છું."

"એ વીસેય ગામોમાં રેંટિયા મૂકી આપું, તો કાંતો ખરા ?"

ગાંધીજીના આ શબ્દો સાંભળી હું તેમની સામે તાકી રહ્યો. ખૂબ વિચાર કર્યો. રેંટિયા પ્રત્યેની એમની ભક્તિની યથાર્થતા સમજાઈ. આજે રોજ કાંતું છું ત્યારે ખૂબ રસ પડે છે એ રસનું વર્ણન કરવું અશક્ય છે.

ભાઈઓ, સૂત્રયજ્ઞ એ નિત્યકર્મ છે. તે નૈમિત્તિક કે કામ્ય કર્મ

નથી. પંચમહાયજ્ઞો પૈકીનો એ એક યજ્ઞ છે. કેટલાક જેમ રોજ સંધ્યા કરે છે, તેમ સુત્રયજ્ઞ એ રોજનું કામ થવું જોઈએ. એમાં કેવા આનંદનો અનુભવ થાય છે તે તો રોજ યજ્ઞાર્થે કાંતનારા જ જાણે.

વિનોબાજી કહે છે કે કેવળ જમીન વહેંચી આપવાથી લોકોનું ભલું નહિ થાય. તે માટે આપણે આપણા ભાંગી ગયેલા ઉદ્યોગોને પુનર્જીવિત કરવા પડશે. એ ઉદ્યોગોમાં વસ્ત્રનો ઉદ્યોગ મુખ્ય છે. તે એકહથ્થુ થયો છે. તેને વિકેન્દ્રિત કરવો પડશે. એ ત્યારે જ થાય જ્યારે આપણે રેંટિયાનું મહત્ત્વ સમજીએ અને જ્ઞાનપૂર્વક કાંતતા થઈએ. રેંટિયાને આપણે આપણુ નિત્યકર્મ બનાવીશું તો દીવે દીવો પ્રગટે એ ન્યાયે એનો પ્રચાર થશે. એ આજીવિકાનું સાધન નથી એ પણ આપણે ખ્યાલમાં રાખવું જોઈએ. એ પૂરક ધંધો હોઈ ફુરસદના વખતમાં કરવાનો છે. કેટલાક કહે છે કે અમને સમય મળતો નથી. પણ આપણી દિનચર્યા તપાસીશું તો વખત તો આપણી પાસે ખૂબ હોય છે એ દેખાશે. વખત બચે છે એ શોધવું એ પણ બુદ્ધિનો વિષય છે. વખતનો સદુપયોગ કરવો એ જીવનની એક ઘણી મહત્ત્વની વાત છે એ પ્રમાણે કરી આપણે રાષ્ટ્રઋણ અદા કરીએ.

માણસનું મોટામાં મોટુ બળ કોઈ હોય તો તે શુભ સંકલ્પનું છે. એવા સંકલ્પ કરી એની સિદ્ધિ માટે જ પુરુષાર્થ કરે છે તે આખરે કૃતકૃત્ય થાય છે.

## [૧૦] છત્રીસ કરોડનો સમાજ સ્થાપવો છે

**आत्मनः प्रतिकूलानि परेषाम् न समाचरेत्!** માણસે કેવી રીતે જીવવું એનો આ આદેશ આપણા પ્રાચીન ઋષિમુનિઓ આપણુને આપતા ગયા છે. પોતાને જે પ્રતિકૂળ લાગે એવું વર્તન બીજા

સાથે ન આચરવું જોઇએ. કારણ કે આપણને જે અપ્રિય લાગે તે સામા માણસને પણ અપ્રિય લાગે જ. એટલે આત્મૌપમ્યની ભાવનાથી માણસે જીવવું જોઇએ એ રીતે જીવનાર માણસ મોક્ષને પામે છે એવું શાસ્ત્રનું કહેવું હતું. એટલે પ્રાચીનકાળથી મુમુક્ષુ લોકો સંસારને ગુમડારૂપે માની તેની ઉપેક્ષા કરતા, તથા મોક્ષ મેળવવા સંસાર–ત્યાગ કરી એકાંતમાં કોઈ ગુફામાં જઈ સાધના કરતા. વ્યક્તિગત મુક્તિની ઇચ્છા આ રીતે લાંબા કાળ સુધી આપણા સમાજમાં ચાલુ રહી.

પણ આપણા દેશમાં એક એવો મહાપુરુષ પેદા થયો જેણે વ્યક્તિનું મોઢું સમાજ તરફ ફેરવી મોક્ષની ભાવનામાં ક્રાન્તિ આણી. તેણે કહ્યું કે સંસાર ઉપેક્ષા કરવા યોગ્ય નથી, એ તો જીવવા લાયક છે. એનાથી ડરી ગુફામાં બેસી જવું એ ધર્મ નથી, પણ એમાં રહી આવી પડતી પરિસ્થિતિઓનો સામનો કરતાં કરતાં મોક્ષને માર્ગે જેટલા આગળ વધી શકાય તેટલું વધવું તે ધર્મ છે. ધર્મ ગુફામાં બેસી આચરવાની વસ્તુ નથી. એ તો પ્રત્યક્ષ જીવનમાં આચરી બતાવવાની વસ્તુ છે. સમાજની ઉપેક્ષા કરી વ્યક્તિગ મોક્ષ માટે કરવામાં આવતી સાધનાનો કંઈ પણ અર્થ નથી. જો આપણે સંસારને ચાહીએ તો તે ગુમડા જેવો દુ:ખદ ન રહેતાં સુખદ બની જાય છે. એટલે મનુષ્યજીવનની સાર્થકતા સમાજનું હિત થાય એવાં કામ કરતાં રહી જેટલા આગળ વધી શકાય તેટલા વધવામાં છે. સમાજની અવગણના કરીને આપણે મોક્ષ કદાપિ ન મેળવી શકીએ. કારણ વ્યક્તિ સમાજ સાથે અભિન્નપણે સંકળાયેલી છે. સમાજથી વ્યક્તિનું હિત નોખું હોઈ જ ન શકે. ઘરનો માલિક છોકરાની સંભાળ લે, તેમાં તેનું હિત સમાયેલું જ છે; તેમ સમાજને હિતકર પ્રવૃત્તિઓ કરનારનું હિત સમાજના હિતમાં આવી જ જાય છે. સમાજના હિતને લક્ષમાં રાખી જીવન જીવવાની આ દૃષ્ટિ ગાંધીજીએ આપણને આપી.

સમાજનો અર્થ કોઈ શુભ હેતુસર એકઠું થયેલું મંડળ એવો થાય છે. આવા મંડળમાં સાથે ચાલવું જોઈએ. કોઈ આગળ પાછળ રહી જાય તો મંડળનો શુભ હેતુ સરે નહિ. જાન જતી હોય ત્યારે કેટલાક માણસો આગળ ચાલી નીકળે છે. પણ તેમને જાન જે ગામ જવાની હોય તેને ગોંદરે બેસવું પડે છે. વરના આવ્યા પછી સાથે જ ગામમાં જઈ શકાય છે. કારણ કે એમાં બધા વરને લક્ષમાં રાખી કન્યા લેવાના એક ઉદ્દેશથી આવ્યા હોય છે. પણ મેળામાં એવું નથી બનતું. તેમાં તો જેને જેમ ફાવે તેમ આવે છે ને જાય છે. કોઈ કોઈની રાહ જોતું નથી. કારણ કે મેળામાં કોઈ સર્વસામાન્ય હેતુ માટે એકઠા થવાનું હોતું નથી. કોઈ શુભ હેતુ વગર એકઠા થયેલા મંડળને ટોળું જ કહેવાય.

આપણને સ્વરાજ મળ્યું છે. હવે છત્રીસ કરોડનો સમાજ રચવાનું એક મોટું કામ આપણી આગળ આવીને ઊભું રહ્યું છે. એવો સમાજ રચવામાં મોટામાં મોટી પરદેશી સત્તાની આડખીલી હતી તે દૂર થઈ છે. ગાંધીજીએ આપણને રસ્તો સાફ કરી આપ્યો છે. પણ એ તો આદર્શ સમાજ રચવાનો પૂર્વાર્ધ પૂરો કરી ચાલ્યા ગયા. હવે ઉત્તરાર્ધ પૂરો કરવાનું કામ આપણે શિરે પડયું છે. પહેલું કામ સહેલું હતું, કારણ તેમાં સરકારને હઠાવવાની બાહ્ય લડત હતી, પણ ઉતરાર્ધનું કામ ખૂબ કપરું છે. તેમાં આપણી વૃત્તિઓ સાથે લડવાનું છે. વૃત્તિઓ સામે લડત આપવી અને તેના પર વિજય મેળવવો એ ખૂબ કઠણ કામ છે. ગાંધીજી પોતાની કલ્પનાનો સમાજ રચવા જીવી તો ન શકયા, પણ એનું ચિત્ર આપણને આપતા ગયા છે. ' સર્વોદય ' એ એક શબ્દમાં તેમની કલ્પનાના સમાજની આપણને ઝાંખી થાય છે. પશ્ચિમના લોકોના સિદ્ધાંત મુજબ વધારેમાં વધારે લોકોનું ભલું થાય એમ નહિ, પણ સૌનું ભલું થાય, સૌનો ઉદય થાય, એવી ગાંધીજીની ઇચ્છા હતી. સર્વોદયમાં અંત્યોદયની, અથવા સમાજના છેલ્લામાં છેલ્લા માણસની હિતભાવના, સમાયેલી છે. આવો સમાજ નિર્માણ કરવો એ નાનુંસૂનું કામ નથી.

પણ ઈશ્વરની આપણા દેશ પર વિશિષ્ટ કૃપાદષ્ટિ છે. તે આપણા દેશદ્વારા દુનિયાને સર્વોદય સમાજનો સંદેશ આપવા ઇચ્છે છે. એટલે જ ગાંધીજીનું અધૂરું રહેલું કામ પૂરું કરવા વિનોબા જેવા એક મહાન સંતને તરત જ મોકલ્યા અને 'ભૂદાનમૂલક, ગ્રામોદ્યોગ-પ્રધાન, અહિંસક ક્રાંતિ' એ ત્રિવિધ સંકલ્પ વડે ભારતમાં ૩૬ કરોડનો સમાજ રચવાનું અનોખું કામ તેમને સોંપ્યું.

મહાપુરુષો માણસની મૂળભૂત સત્પ્રવૃત્તિ વિષે ખૂબ આશાવાન હોય છે. ગમે તેવા અંધકાર અને વિષમ પરિસ્થિતિમાં પણ તેઓ ખૂબ શ્રદ્ધાથી કામ કરે છે કાચના ગોળા પર મેશ જામી ગઈ હોય તો પ્રકાશ દેખાતો નથી, પણ દીવો તો બળતો જ હોય છે. તેમ મહાપુરુષો પણ માનવતાનો દીવો કદાપિ ન હોલવાય એવી અવિચલિત શ્રદ્ધાથી તેના ઉપર જામી ગયેલા અજ્ઞાનના થર દૂર કરવાનું અને માનવતાને પ્રકાશિત કરવાનું કામ કરે છે. ગાંધીજી પછી વિનોબા આજે એ કામ કરી રહ્યા છે. સત્ય અને અહિંસા એ બે શસ્ત્રથી ગાંધીજીએ સમાજરચનાનો પૂર્વાર્ધ સર કર્યો. અપરિગ્રહ અને અસ્તેય એમાં ઉમેરીને વિનોબાજીએ ઉત્તરાર્ધ પૂરો કરવાનુ કામ હાથમાં લીધું છે ભૂમિદાન આંદોલન એ એનું મૂળ છે.

અપરિગ્રહની ભાવના આપણા દેશ માટે કોઈ નવી નથી. तेन त्यक्तेन भुञ्जीथा मा गृध कस्यस्वित् धनम्। એ આદેશ આપણા ઉપનિષદના ઋષિએ આપણને આપેલો છે. ભગવાન ઇસુખ્રિસ્તે પણ બાઇબલમાં પરિગ્રહીની ટીકા કરતાં કહ્યું છે કે સોયના નાકામાંથી કદાચ ઊંટ પસાર થઈ જાય, પણ ધનવાનનો ઈશ્વરના દરબારમાં પ્રવેશ અશક્ય છે. વળી ઉપનિષદમાં પાંચ વ્રતનો ઉલ્લેખ છે: ૧. અન્ન બ્રહ્મ છે. ૨. તેની નિંદા ન કરો. ૩. તે વધે એવો પ્રયત્ન કરો ૪. તેનો બગાડ ન કરો. ૫ અન્ન ખાનાર તમારે ત્યાં આવે તો તેને ના ન પાડો. આ આપણી સમાજરચનાના સિદ્ધાંત હતા. પણ તે પુસ્તકમાં રહ્યા એટલે જ આજે સમાજની પરિસ્થિતિ વિષમ થઈ છે.

અને પરિણામે ચોરી, લૂંટફાટ, શોષણ, રાગદ્વેષ, લડાઈ ઝઘડા વગેરે અનિષ્ટો પેદા થયાં છે. આ અનિષ્ટો દૂર કરવા વિનોબા આપણને પરિગ્રહ છોડવા કહે છે. તે કહે છે કે પરિગ્રહ ખરાબ નથી પણ તે સમાજ માટે હોવો જોઈએ, વ્યક્તિ માટે નહિ. સરોવર અનેક ઝરણાંમાંથી પાણી મેળવી સંગ્રહ કરે છે પણ તે દરેક જીવજંતુ અને પ્રાણિમાત્ર માટે હંમેશાં ખુલ્લું રહે છે. જેને જરૂર પડે તે તેના પાણીનો ઉપયોગ કરી શકે છે. એવું જ પરિગ્રહી માણસ માટે હોવું જોઈએ. એને સંપત્તિ જેમ અને તેમ વધુ પેદા કરવાનો હક છે પણ તેના માલિક થવાનો હક નથી. વિનોબાએ ટ્રસ્ટીશિપના સિદ્ધાંતનું પુનરુચ્ચારણ કર્યું છે. તે કહે છે, संपति सब रघुपतिके आही, આ બધી સંપત્તિ પરમેશ્વરનાં છે, સાર્વજનિક છે. ઈશ્વરની સંપત્તિનો જરૂર કરતાં વધારે પરિગ્રહ કરે છે તે પાપ કરે છે. કારણ કે પરિગ્રહમાં બીજાનું શોષણ થાય છે. કોઈનું શોષણ કરીને આપણે સુખી ન થઈ શકીએ, ન થવું જોઈએ. માટે આપણે આપણા બધી જાતના પરિગ્રહો છોડી હળવા થઈએ. સુખ વહેંચવાથી સુખ વધે છે અને દુઃખ વહેંચવાથી દુઃખ ઘટે છે. આ વાત સમજી લોકો તેનો અમલ કરે તો આજે દેશમાં જ્યાં ત્યાં નજરે પડતી ગરીબી, દુઃખ, રાગદ્વેષ, અસમાનતા, ઊંચનીચના ભેદભાવ, સંગ્રહવૃત્તિ, શોષણ વગેરે અનિષ્ટો નાબૂદ થઈ જાય. આ વિચારબીજમાંથી જ ભૂદાન, સંપત્તિદાન, શ્રમદાન, બુદ્ધિદાન, સાધનદાન અને જીવનદાનની સરિતાઓ વહેતી થઈ છે. તેમાં સ્નાન કરી પાવન થવાની ધન્ય ઘડી આવી છે. જો આપણે ચૂકીશું તો પાછળથી પસ્તાવુ પડશે.

પારકા માટે ઘસાવાની વૃત્તિ આપણી સંસ્કૃતિના ગર્ભમાં જ પડેલી છે. એનાં દર્શન તો અનેકવાર થાય છે. ભૂદાનના પ્રવાસમાં હું ઉત્તર ગુજરાતમાં ફરતો હતો. એક ગામમાં ભાષણ થયા પછી એક ઠાકરડાએ મારી પાસે આવી ૧ વીઘું અને ૧૧ વસા ભૂમિદાન કર્યું. મેં તેને પૂછ્યું, "તારી પાસે બીજી કેટલી જમીન છે?"

"બહુયે છે, મહારાજ" તેણે જવાબ આપ્યો.
"પણ કેટલી છે એ તો કહે"
"બે વીઘાં છે, મહારાજ ઉપર ઉપરની તમને આપી છે
"એટલામાં તારું પોષણ શી રીતે થશે ?"

"એ શું બોલ્યા મહારાજ ? આ બાવડામાં જોર છે. 'હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે' બે હાથ હલાવીશ તો ભગવાન રોટલો આપશે મારી જમીન દાનમાં લઈ લો."

એની જમીન તો મેં લીધી પણ એની બીજા માટે ઘસાઈ છૂટવાની તમન્ના જોઈ મારી આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

પારડી તાલુકામાં ફરતા હતા ત્યારે એક દિવસ એક રાનીપરજને ત્યાં રાતવાસો રહેવાનુ થયું. અમે ત્રણચાર જણ હતા. પેલા રાનીપરજ ભાઈએ એના ઘરમા ઓઢવાપાથરવાનાં જેટલાં સાધન હતાં, તે અમારે માટે કાઢ્યાં એની પાસે વધારે સાધન હોય પણ કયાંથી ? છતાં અમારી વ્યવસ્થા કરી. સવારે ઊઠયા ત્યારે ખબર પડી કે એના ઘરમાં ઓઢવા-પાથરવાનું કશું ન રહેવાથી આખી રાત તાપણી કરીને બ ને સ્ત્રીપુરુષ અને બાળકો બેસી રહ્યાં હતાં. અમે એ જાણ્યું ત્યારે ખૂબ દુઃખ થયુ. પણ પેલા રાનીપરજના મોંઢા પરથી, અમારે માટે કષ્ટ વેઠયા બદલ દુઃખ થયું હોય એવું ન લાગ્યું બીજાને સુખી કરવા પોતાના સુખની આહુતિ આપનાર આવા લોકો આપણા દેશમાં કેટલાયે પડયા હશે એ ત્યાગ-ભાવના જગાડી તેને રાષ્ટ્રવ્યાપી કરવા માટે વિનોબાજીએ આ ભૂદાનયજ્ઞ આંદોલન શરૂ કર્યું છે.

ભાઈ ઓ, હિંદનું વ્યક્તિગત જીવન હવે સામાજિક કરવાનું છે. એટલે આપણે આપણા વ્યક્તિગત સ્વાર્થો છોડી સમાજ સામે જોઈને જીવતાં શીખીએ. સૌના સુખે સુખી થઈએ અને એક પણ માણસ દુઃખી હોય ત્યાં સુધી જંપ વાળીને ન બેસીએ હિંદના દરેક માણસને ખાવા રોટલો, રહેવા અને પહેરવા કપડાં ન મળે

ત્યાં સુધી ૩૬ કરોડનો શોષણમુક્ત અને શાસનમુક્ત સમાજ આપણે કદાપિ ન સ્થાપી શકીએ. એવો સમાજ સ્થાપવો હોય તો આપણે વિનોબાજીએ જે રાષ્ટ્ર-સંકલ્પ કર્યો છે તેનું હૃદયથી સ્વાગત કરીએ અને આપણા બધી જાતના પરિગ્રહો સમાજને ચરણે ધરી દઈએ.

## [૧૧] હરિજનોને

મહાત્મા ગાંધીજીની તપશ્ચર્યાથી અસ્પૃશ્યતાની જડ તો કપાઇ ચૂકી છે. તેમ છતાં પૃથ્વી ઉપર તે હોય તો ભલે રહી પણ તમારા મનમાંથી એને કાઢી નાખજો. આપણને સૌને ઈશ્વરે બનાવ્યા છે, એટલે આપણે બીજા લોકો કરતાં ઊતરતા કે સામાન્ય માણસો છીએ એવું ન માનો. એ પ્રમાણે માનીશું તો આપણે કંઈપણ કરી શકીશું નહિ. ભગવાને આપણને દરેકને હાથપગ આપ્યા છે. એટલે બીજું કોઈ ભલું કરે તો જ હું જીવી શકું એવો ખ્યાલ ન રાખો. તમારે તમારા પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઇએ.

મહેનત કર્યા વગર ખાવાનું મળે એવો જગતમાં એક પણ ધંધો નથી, અને જે ધંધાથી સમાજને લાભ થાય તે બધા જ ધંધા સારા છે એ આપણે ન ભૂલીએ. સુથાર ને લુહારના ધંધાની જેમ તમારો ધંધો પણ સમાજને ઉપયોગી છે. માત્ર તે સમાજને ખપ આવે એ રીતે તમારે કરવો જોઈએ. ખેડૂત દિનપ્રતિદિન પોતાના ખેતીના ધંધામાં વિકાસ કરી ઉત્પાદન વધારે તો તેનો ધંધો ઉત્તમ ગણાય. તેમ તમે પણ મરેલાં ઢોરના એકએક પદાર્થનો સુંદર ઉપયોગ કરી બતાવો તો તમારો ધંધો પણ ઉત્તમ થઈ શકે. આજે મરેલાં ઘણાં ઢોર નકામાં જાય છે. તેનો ઉપયોગ કેમ થઈ શકે તે આપણે શીખ્યા નથી. તમે તમારા ધંધાને ખીલવો. ચામડાને આજે પકવો છો તે કરતાં વધારે સુંદર પકવો ને તે સુંવાળું ને ગંધ વગરનું કેમ થાય, એના પ્રયોગ કરો.

હું કલકત્તામાં એક કારખાનામાં ગયો હતો. ત્યાં મેં જોયું કે ચામડા પર માંસ રહી જાય છે તેનું સરેસ થાય છે. આપણે ત્યાં એ નકામું જાય છે. તેનો ઉપયોગ કરીએ તો આપણા દેશના ઘણા પૈસા બચી જાય. વળી ઢોરની રગોની તાંતો બને છે. આજે ઘણીખરી તાંતો પરદેશથી આવે છે. ધારીએ તો આપણે એ અહીં બનાવી શકીએ. મુડદાલ માંસ અને હાડકાંનું ખાતર ઘણું સારું થાય છે એમ રસાયણશાસ્ત્રીઓ કહે છે. તમે તમારો ધંધો જ્ઞાનપૂર્વક વૈજ્ઞાનિક રીતે કરો તો તે તમને અને દેશને ફાયદાકારક નીવડે. તમારો ધંધો ખરાબ છે એ તમારે મનમાંથી કાઢી નાખવું જોઈએ. ખરાબ ધંધા કરવામાં શરમ છે. સમાજને ખપ લાગે એવો ધંધો કરવામાં તો એક પ્રકારની સેવા છે.

તમે અંદર અંદર ભાઈચારો રાખો ને સંપથી રહો. તમારામાંથી કોઈના ઉપર આફત આવી પડે તો તમારે તેની મદદે દોડવું જોઈએ.

જૂનો યુગ હવે આથમી ચૂક્યો છે ને નવો યુગ દોડતો આવી રહ્યો છે. તેમાં તમે તમારી નબળાઈઓ અને દોષો દૂર નહિ કરો તો તમે આગળ વધી નહીં શકો. અસ્પૃશ્યતા તો તમારી પૃથ્વી ઉપરથી જવા બેઠી છે, એમાં શંકા નથી; પણ તમે તમારી લઘુતાગ્રંથિઓ છોડી, અંદરની તાકાત વધારી, બેઠા નહિ થાઓ, તો અસ્પૃશ્યતા જશે પણ તમે ઘાણીના બળદની જેમ હતા ત્યાંના ત્યાં રહેશો. તમને કોઈ મદદ કરી શકવાનું નથી. બહારની મદદ બધી આળપંપાળ છે. તમને બચાવનાર તમે પોતે જ છો. તમને પણ સ્વતંત્રપણે મહેનત કરી જીવવાનો હક છે.

વિશેષ શું કહું ? તમારામાં જે બીક પેસી ગઈ છે તેને દૂર કરો, માગણવૃત્તિને સદંતર ધિક્કારો, વ્યસનો છોડો ને આળસ ત્યજી મહેનત કરો. કોઈની દયા ઉપર જીવવાનું કદાપિ પસંદ ન કરો. લાચારી છોડી પુરુષાર્થી બનો અને તમારાં બાળકોને નિશાળે મોકલો. આટલું કરશો તો તમે સુખી થશો. ભગવાન તમને સદ્‌બુદ્ધિ આપો.

# [૧૨] સેવકનો ધર્મ

આજે આપણા દેશમાં સેવકોની ખૂબ જરૂર છે મહાત્માજીએ સેવક સંસ્થા ઊભી કરી તે અગાઉ આત્મકલ્યાણ અર્થે ઘણી સંસ્થાઓ હતી, પણ તેમને સમાજ સાથે બહુ લેવાદેવા નહોતી. આત્મકલ્યાણ કરવું એ એમનો ઉદ્દેશ હતો ૨૫૦૦ વર્ષ પૂર્વે બુદ્ધ અને મહાવીર થઈ ગયા એમણે મોટા મોટા સંઘો ઊભા કર્યા હતા. એ સંઘોએ સમાજમાં ઘણા ફેરફાર કર્યા હતા. પણ બુદ્ધ અને મહાવીરના અવસાન પછી એમાં સડો પેઠો ને એ તૂટતા ગયા અને છેવટે નષ્ટ થયા. બૌદ્ધ ધર્મના ત્રણ મહાન સૂત્ર છેઃ **बुद्धं सरणं गच्छामि संघं सरणं गच्छामि । धम्म सरणं गच्छामि ।** બુદ્ધ ભગવાનની હયાતી દરમ્યાન તેમના શિષ્યો બુદ્ધના આશ્રયે ગયા. તે પછી સંઘનો આશ્રય લીધો, પણ ધર્મ શું તે મૂળથી વિચાર્યું ન હોવાથી ભ્રષ્ટ થયા આપણા ગાંધીજીના અનુયાયીઓમાં પણ એવું જ થયું છે ગાધીજી હતા ત્યા સુધી આપણે તેમના આશ્રયે રહ્યા તેમની આજ્ઞા પ્રમાણે ચાલ્યા તેમનાં અવસાન પછી સંસ્થાઓનો આશ્રય તો લીધો પણ ધર્મ ભૂલી ગયા. ધર્મવિમુખ સંઘ કે સંસ્થા કાળક્રમે રૂઢિપ્રધાન બની જાય છે તેથી સતત જાગૃતિ અને ચિંતન રાખવા ખૂબ જ જરૂરી છે એ ન હોય તો ધર્મના ચીલેથી ખસી જતા વાર લાગતી નથી આવાં ચિંતનની સાથે સાથે સંગઠન ઊભું કરી શકાએ તો દુનિયા પર મોટો ઉપકાર થાય.

આપણે માથે દેશનો પલટો કરવાની જવાબદારી આવી છે. અંગ્રેજો સાથે જે લડત લડયા તેના કરતાં આ લડત કઠણ છે. એક રીતે તે ટૂંકી છે, પણ ચઢતા ઢાળની છે. પહેલી લડત લાંબી હતી. પણ ઊતરતા ઢાળની હતી. આપણે સમાજને દોરવાનો છે.

વાટમાં મુસ્કેલીઓ પડેલી છે તે દૂર કરતાં આગળ વધવાનું છે રસ્તામાં પડેલા કાંકરા વીણતાં જવાનું છે અને પાછા દોડીને આગળ રહેવાનું છે. આ લડતમાં જેનાં તન અને મન મજબૂત હશે તે જ ટકી શકશે. શરીરને મજબૂત કરવા ખૂબ મહેનત કરવી જોઈએ પોતાનાં કામ વ્યવસ્થિત કરવાં જોઈએ. ને રોજ સાંજે સૂતાં પહેલાં આપણે આપણાં કામ બરાબર થયાં છે કે નહિ તેનો વિચાર કરવો જોઈએ. ઉપરાંત મનને મજબૂત કરવા માટે તેને ઉત્તમ અને પવિત્ર સંકલ્પોથી ભરી દેવું જોઈએ સંકલ્પો પરિસ્થિતિમાંથી ઊભા થાય છે. એટલે એને અનુકૂળ પરિસ્થિતિ અને વાતાવરણ આપણે તૈયાર કરવાં જોઈએ.

એ સાથે ચિંતન અને અભ્યાસ પણ વધારવા પડશે. હું કોણ છું? કેમ જન્મ્યો છું? રાષ્ટ્ર સાથે મારો શો સંબંધ છે? વગેરે પ્રશ્નો આપણા મનમાં થવા જોઈએ. ચિંતનમાંથી મન નવરું જ ન પડે એવું કરવું જોઈએ. આપણે ચિંતનશીલ હોઈશું તો સંકલ્પો પણ સારા ઊઠશે. સંકલ્પવાળું શરીર આપણને હલકું લાગશે. આપણે કયાં જવું છે તેની સ્પષ્ટ કલ્પના થઈ ગઈ હોય તો માર્ગનો થાક લાગતો નથી.

વિનોબાજીએ તો દેશ સામે એક સંકલ્પ મૂકયો છે, તે સંકલ્પ શોષણમુક્ત ને શાસનમુક્ત સમાજરચનાનો છે એ સંકલ્પ પૂરો કરવાની જવાબદારી આપણે માથે છે. શોષણ અટકે તો શાસનની જરૂર ન પડે એ માટે આપણી આખી પ્રથા બદલવી પડશે.

રામાયણનો ઈતિહાસ તો આપણે જાણીએ છીએ. રામ ગુરુને ત્યાં અભ્યાસ કરવા ગયા, ત્યાં રાક્ષસો સામે ઝૂઝી ગુરુનું રક્ષણ કર્યું. પછી પ્રાણ જાય પણ વચન ન જાય એ પ્રતિજ્ઞાનું પાલન કરવા વનમાં ગયા. ત્યાં વનના પ્રાણીઓ સાથે પ્રેમ બાંધ્યો. લંકામાં જઈ રાવણને માર્યો ને ચૌદ વર્ષ પૂરાં કરી અયોધ્યામાં આવી રાજ્યની વ્યવસ્થા સંભાળી. આ બધું એમણે ધર્મપૂર્વક અને

નબળાઈ આવવા દીધા વિના કર્યું. આપણે પણ આપણાં કામ એ રીતે ધર્મપૂર્વક કરીશું તો આપણું અને સમાજનું કલ્યાણ થશે.

સેવકો કેવા હોવા જોઈએ એની કલ્પના આપણને જોઇને જ લોકોને આવી જાય, એવું આપણું જીવન હોવું જોઈએ. સેવાના કામમાં સેવકોએ સતત જાગ્રત રહેવું જોઈએ. તેમ છતાં કદાચ ભૂલ થઈ જાય તો તેનો બહુ શોક કર્યા ન કરવો. બાઈબલમાં કહ્યું છે કે રસ્તે ચાલતાં પડી જવાય તો તરત ઊભા થઈ ધૂળ ખંખેરીને ચાલતાં થવું જોઈએ. એ રીતે આપણાથી કોઈ દોષ થઈ જાય તો તેનું પ્રાયશ્ચિત્ત કરી, વધારે જાગૃતિ રાખી આગળ વધવું જોઈએ. શુદ્ધિ એ કંઈ આપણે માથે આવી પડેલી જવાબદારી છોડીને દોષોનું રટણ કર્યા કરવાથી ન થાય, એ તો નાનું બાળક ચાલતાં ચાલતાં શીખતી વખતે પડતું આખડતું છેવટે સ્થિર ચાલે છે, તેમ કામ કરતાં કરતાં, ભૂલો થાય તે સુધારતા સુધારતાં જ પ્રગતિ થઈ શકે.

દેશમાં આજે એક મહાન ક્રાન્તિ આવી રહી છે એટલે આપણે માથે જોખમદારી છે. તેને સફળ કરવા આપણે આપણાં તનમન મજબૂત કરવાં પડશે, ચિંતનશીલ અને અભ્યાસી બનવું પડશે તથા જીવનશુદ્ધિ માટે અખંડ જાગ્રત રહેવું પડશે. આટલું કરીએ તો આપણું તથા દેશનું કલ્યાણ થાય.

## [૧૩] શિક્ષકોને

કોઈ પણ કાર્યની શ્રેષ્ઠતા ત્રણ વસ્તુઓ પર નિર્ભર છે: ૧: ક્રિયા ૨: જ્ઞાન ૩: ભક્તિ. આ ત્રણ બાબતો હોય તો કામ સુંદર ચાલે. વેદમાં પણ કર્મકાંડ, જ્ઞાનકાંડ અને ઉપાસનાકાંડ છે. તેમાં પણ આ ત્રણે વાતો કલ્પી છે. પ્રાચીનકાળમાં આને માટે ઘણા વાદવિવાદો ચાલેલા છે. તેમાં કેટલાક ઋષિઓ એવા નીકળ્યા જેમણે જ્ઞાનને પ્રાધાન્ય આપ્યું. તેમણે કહ્યું કે જ્ઞાન એ જ શ્રેષ્ઠ છે. માટે જ્ઞાન જ

મેળવો. આ ઋષિઓએ ઉપનિષદો લખી પોતાનો મત પ્રદર્શિત કર્યો. વળી કેટલાક ઋષિઓ એવા નીકળ્યા જેમણે કહ્યું કે ક્રિયા કરો, ક્રિયા વગર જ્ઞાન થતું નથી. પોતાના મતની પુષ્ટિ માટે એમણે બ્રાહ્મણગાથાઓ લખી. તે પછી કેટલાક ઋષિ થયા જેમણે ભક્તિને મહત્ત્વ આપ્યું. તેમણે જણાવ્યું કે જ્ઞાન વગર કામ થતું નથી, પણ એને માટે ભક્તિ હશે તો ભગવાન દોડતો દોડતો આવશે. આ વિચારવાળા ઋષિઓ ભક્તિ લઇને બેઠા અને ભક્તિ-વિષયક ગ્રંથો લખ્યા. છેલ્લે વ્યાસ થયા. તેમણે કહ્યું કે કોઈ પણ કામ શ્રેષ્ઠ રીતે કરવું હોય તો એકલા જ્ઞાન, એકલા કર્મ કે એકલી ભક્તિથી દહાડો નહિ વળે. એ માટે તો ત્રણેય વાનાં જોઇએ.

### કાયદેસરનો પુરુષાર્થ

તમે શિક્ષક છો. તમારી પાસે વિદ્યાર્થીઓ આવે ત્યારે ભણાવવું એ તમારી પ્રધાન ક્રિયા છે. પણ કેમ ભણાવવું એ જ ન જાણતા હો તો? જ્ઞાન વગર ક્રિયા થતી નથી. તેથી જ્ઞાન માટે સરકાર તરફથી આવા તાલીમવર્ગો, અધ્યાપન મંદિરો તથા બી. ટી. કોલેજો ચાલે છે. સરકાર અને શિક્ષકો દ્વારા આ દિશામાં ખૂબ પુરુષાર્થ થાય છે. શિક્ષકોને તેમાંથી પોતાના કામ માટે કંઈક પ્રેરણા પણ મળે છે, છતાં એમાં કંઈ બરકત આવતી નથી. આમ કેમ? કારણ કે એમાં બધું કાયદેસર થાય છે. સરકાર કાયદા ઘડે એ મુજબ શિક્ષકોએ કરવાનું હોય છે. આમ આજે કાયદાથી દુનિયા ચાલે છે. આ પરિસ્થિતિમાં કામ શી રીતે દીપે?

### ભક્ત-શિક્ષક

શિક્ષક એ એક જુદી જ માટીનો માનવી છે. ખરેખર ભણીને કોઈ શિક્ષક થઈ શકતો જ નથી. તે તો સ્વભાવથી થાય છે. સ્વભાવથી એટલે જ્ઞાન અને ક્રિયાથી નહિ પણ ભક્તિથી. જ્યારે શિક્ષકમાં ભક્તિ આવે છે ત્યારે તે કેટલાં અને કેવાં કામ કરી

જાય છે તેની તેને ખબર પડતી નથી. ભક્તિમાંથી ક્રિયા–કામ કરવાની વૃત્તિ જન્મે છે. તેથી ભક્તિ એ મહત્ત્વની ચીજ છે. આનો અર્થ એવો નથી કે ક્રિયા અને જ્ઞાન નકામાં છે. ત્રણેય મહત્ત્વનાં છે, પણ ક્રિયા અને જ્ઞાન બહારથી આવી શકે છે, જ્યારે ભક્તિ ક્યાંયથીયે બહારથી આવી શકતી નથી. ભક્તિ પોતાની જાગ્રતિ માગે છે, ભક્તિનો છાંટો તો પોતાને ભાન થાય ત્યારે જ આવે. આપણા સમાજમાં જ્યારે ધર્મભાવના હતી ત્યારે ભક્તિ હતી. ધર્મને સ્થાને કાયદો આવ્યો કે ભક્તિનો લોપ થયો. ભક્તિમાં કોઈકવાર કાયદો કેવો આડે આવે છે તે કહું:

## સાચો ઉપરી–જનતા

એક શાળામાં એક શિક્ષક પોતાના વર્ગના વિદ્યાર્થીઓને ભૂગોળ શીખવતા હતા એવામાં અચાનક ત્યાં વિદ્યાધિકારી આવી ચઢ્યા. શિક્ષક શીખવવામાં તલ્લીન હતા, એટલે પાછળ વિદ્યાધિકારી આવીને ઊભેલા હતા તે ન જોયું. પિરીયડ પૂરો થયો છતાં શિક્ષકે ભૂગોળ શીખવવાનું ચાલુ જ રાખ્યું. છેવટે થાકીને વિદ્યાધિકારીએ વર્ગમાં પ્રવેશ કર્યો. તેણે શિક્ષક પાસે ટાઇમ–ટેબલ માંગ્યું નિશ્ચિત સમય કરતાં શિક્ષકે ભૂગોળ શીખવવા માટે વધુ વખત લીધો હતો, એટલે કાયદાભંગ બદલ નોંધમાં લખાયું. 'શિક્ષક નિયમિત અને વ્યવસ્થિત નથી!'

આવી પરિસ્થિતિ હોવા છતા તમારે નાટકની રંગભૂમિ પર શિક્ષકનું પાત્ર ભજવવાનું છે. નાટકમાં કોઈ પાત્ર પોતાનો પાઠ સારી રીતે ભજવે છે ત્યારે પ્રેક્ષકો ખુશ થઈ તાળીઓથી તેને સન્માને છે. પોતાનો ભાગ ભજવી પડદામાં જાય છે ત્યારે પણ તાળીઓ પાડી પાછો બોલાવે છે. નાટકમાં નટ પોતાનો પાઠ બરાબર ભજવે છે કે નહીં તે જોવા પડદા ઓથે નાટકનો મેનેજર ઘણીવાર સોટી લઈને ઊભો રહે છે. પરંતુ જ્યારે પાત્ર પોતાનો પાઠ પોતાની બધી કળા અને શક્તિ ખરચી ભજવે છે અને

પ્રેક્ષકોને ખુશ કરે છે, ત્યારે મૅનેજર પણ ખુશ થાય છે. નાટકમાં જેમ ઉપરી હોય છે તેમ કેળવણી ખાતામાં પણ શિક્ષકોના કામ ઉપર નજર રાખનાર કોઈ ને કોઈ ઉપરી હોવાનો જ. શિક્ષકોએ તેની તરફ વિવેકથી જોવું જોઈએ. પરંતુ એમણે એ કદાપિ ન ભૂલવું જોઈએ કે તેમનો સાચો ઉપરી તો જનતા છે. તેમણે ઉપરીને ખુશ કરવા નહિ, પણ જનતાને ખુશ કરવા પોતાનો પાઠ ભજવવાનો છે. એ ભાગ બરાબર ભજવવાની મુખ્ય ચાવી ભક્તિની છે. શિક્ષક પોતાનું કામ ભક્તિપૂર્વક કરશે તો જનતા તેના પર ખુશ થઈ તેનું બહુમાન કરશે એમાં શંકા નથી. આ રીતે કામ કરનારને ઉપરી અધિકારીની કંઈ પડી હોતી નથી.

### મેરે તો ગિરિધર ગોપાલ

જૂના વખતમાં સ્ત્રીઓ કોઈને ટાણો મારતાં કહેતી કે આને તો મહેતાની મા જેટલો મદ છે. કારણ કે મહેતાને છોકરાં ઘણાં હોય-પણ એ છોકરાંને પોતાનાં ગણ્યાં હોય તો પહેલાં શિક્ષકને વિદ્યાર્થીઓ પોતાનાં છોકરાં કરતાં વધારે વહાલાં હતા. આજે એની ઊણપ છે તે ભક્તિથી પૂરી થઈ શકે ભક્તિમાંથી પ્રેમ ઉદ્ભવે છે. ભક્તિ જ જ્ઞાન અને ક્રિયાની જનની છે જે શિક્ષકમાં ભક્તિ જાગે છે તેનામાં ગમે ત્યાથી જ્ઞાન એકઠું કરવાની તમન્ના જાગે છે. એવો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને એવું એવું શીખવી દે છે કે ઘણીવાર એને પોતાને પણ આશ્ચર્ય થાય છે. વાછરડાને છોડતાં જ ગાય પાહો મૂકે છે, તેમ વિદ્યાર્થીઓને જોઈ શિક્ષકમાં જ્ઞાનનો પાહો મુકાવો જોઈએ

એક સામાન્ય માતા પણ પોતાના બાળકને ઘણું ઘણું શીખવી દે છે માતા બાળક સાથે સૂતી હોય અને જુએ કે બાળક ભીનામાં સૂતેલું છે તો તરત બેઠી થઈ તેને કોરામાં સુવાડશે ને પોતે ભીનામાં ભૂઈ રહેશે રાત્રે અનેકવાર જાગી ને બાળકને ધવડાવે છે. કાયદેસર તો માતાએ ઊંઘવું જોઈએ! છતાં આ

બધું માતા શા માટે કરે છે? કારણ કે માતામાં ભક્તિ છે. ભક્તિ એને બાળક માટે સર્વ કાંઈ કરાવે છે. મીરાએ ગાયું **'मेरे तो गिरिधर गोपाल दूसरा न कोई'** આ ભક્તિ છે. આ ભક્તિમાંથી જ મીરાને જ્ઞાન થયું. એ રીતે શિક્ષકને માટે તો વિદ્યાર્થીઓ એનું સર્વસ્વ બની જવું જોઇએ. વિદ્યાર્થીઓ વગર એને ચેન ન પડવું જોઇએ. વિદ્યાર્થીઓને જોતાં જ એનું હૈયું પ્રેમથી ઊભરાઈ જવું જોઇએ. આવી ભક્તિ હશે તો થોડા કલાકનું ભણતર પણ પૂરતું થઈ જશે.

## એમને પગલે ચાલીએ

એક માસ્તર હતા. તે હુક્કો પીતા હતા. સવારે ઊઠી ચૂલા આગળ બેસી પી લે, પણ વિદ્યાર્થીના દેખતાં નહીં. નિશાળે જવા નીકળે ત્યારે નીચું જોઇને ચાલે. એક દિવસે એમણે મને મારેલો અગિયારશનો એ દિવસ હતો. ભલા માસ્તર મારીને ખૂબ પસ્તાયા. તે શું ભણાવતા અને કેવી રીતે ભણાવતા તે આજે યાદ આવતું નથી, પરંતુ આજેય એમના સ્મરણથી મને ભક્તિ ઊપજે છે. વિદ્યાર્થીને જોઈ એ ખુશ થઈ જતા અને એમને જોઈ વિદ્યાર્થીઓ ખુશ ખુશ થઈ જતા આ બધું શુ તાલીમ વર્ગોમાંથી મેળવ્યું હશે?

કેટલાક માસ્તરો કહે છે: બળી આ નોકરી. તલાટીને તો રાવણિયોય હોય છે, અમને તો શાક સરખું પણ કોઈ ન આપે. પણ તેમને ખબર નથી કે તલાટીને તો એકલો રાવણિયો મદદ કરનાર, ને ઠપકો દેનાર ઘણા; જ્યારે શિક્ષકની પાછળ તો આખું ગામ હોય છે. પોતાના વિદ્યાર્થીઓ સાથે પ્રેમ કરનાર શિક્ષક તેમનાં માબાપોનો પણ પ્રેમ સંપાદન કરી શકે છે. ઉપરી અમલદારો પણ તેના પર ખુશ રહે છે. એવા શિક્ષકની બદલી પણ કોઈ કરતું નથી. પાટણમાં એક શિક્ષકે ૩૦ વર્ષ એક જ શાળામાં નોકરી કરી હતી. એમને કોઇએ બદલ્યા નહિ. નોકરીની મુદત પૂરી થયા પહેલાં છ માસ અગાઉ તેમનું અવસાન થયું. પણ નોકરી દરમ્યાન એમણે

એવું સારું કામ કર્યું હતું કે તેમના અવસાન પછી તેમના બે છોકરાઓને આગળ અભ્યાસ માટે સરકારે વ્યવસ્થા કરી આપી.

## ત્યાગે તે આગે

વિદ્યાર્થીઓ પ્રત્યે અખૂટ પ્રેમ અને ભક્તિ ધરાવનાર શિક્ષકની બદલી થાય તો પણ શું ? 'एकोऽहम् बहु स्याम्' અનુસાર તે જ્યાં જશે ત્યાં તેની સામે છોકરાં જ હોવાનાં. છોકરાને જોઈ તે ખુશ થશે. એને મન છોકરાં એ એની મોટી સંપત્તિ હશે. સ્વધર્મમાં રત થઈ ગયેલા શિક્ષકને બીજા કશાયની પડી હોતી નથી. એક ઋષિ પ્રકૃતિની ગોદમાં એક ઝાડ નીચે બેસી વિદ્યાર્થીઓને ભણાવી રહ્યા હતા. ઋષિ વિદ્યાર્થીઓને શીખવવામાં તન્મય હતા. એવામાં ત્યાં એ પ્રદેશને રાજા આવી ચઢયો. એની નજર ઋષિ ઉપર પડી. કંઈક ઉપયોગી થવાની દૃષ્ટિએ રાજા ઋષિ સામે જઈને ઊભો રહ્યો. પણ ઋષિએ તો તેની સામે જોયું પણ નહિ. ઋષિને રાજા પ્રત્યે દ્વેષભાવ નહોતો, પણ પોતાના કાર્યમાં તલ્લીન થયેલા ઋષિને કંઈ સ્પૃહા નહોતી. થાકીને છેવટે રાજાએ પ્રશ્ન કર્યો : "હું આ પ્રદેશનો રાજા છું. તમારે કંઈ જોઈએ છે ?" "બહુ સારું, મારે કંઈ જોઈતું નથી. આ વિદ્યાર્થીઓ મારું સર્વસ્વ છે." ઋષિએ પ્રત્યુત્તર આપ્યો. છતાં રાજાએ અનાજ વગેરેની જરૂર હોય તો આપવા કહ્યું; પણ ઋષિએ કહ્યું, "મને ખબર નથી કે મારા ઘરમાં શું - ખૂટે છે. છતાં તમારે પૂછવું હોય તો ઘેર જઈને મારી પત્નીને પૂછો." રાજા ઋષિ-પત્ની પાસે જાય છે અને કંઈ જોઈએ તો માગવા કહે છે. ઋષિ-પત્નીએ પણ એવો જ જવાબ આપ્યો. છોકરાં પ્રત્યે ભક્તિવાળા શિક્ષકની પાછળ બધું આપમેળે આવે છે. એવો શિક્ષક પગાર અને પ્રતિષ્ઠા પાછળ દોડતો નથી. ઊલટું પગાર અને પ્રતિષ્ઠા તેની પાછળ પાછળ આવે છે. ભક્તિને પગાર કે પ્રતિષ્ઠાની પડી નથી હોતી. મેં તો આ જોયું છે અને અનુભવ્યું છે. તમે પણ જુઓ અને અનુભવો.

## કાયદાના જણ્યા

આપણા દેશમાં હમણાં વર્ધા–યોજના દાખલ કરવામાં આવી છે. તેને કેટલાક અર્ધા–યોજના કહે છે. સરકારે શાળાઓમાં રેંટિયા દાખલ કર્યા છે, પણ તેમાં છોકરાઓ સૂતર કાઢે છે કે કસૂતર તે તો ભગવાન જાણે. કાયદેસર કંતાવે છે એટલે સૂતર પણ કાયદેસરનું જ નીકળે છે!

પ્રોજેક્ટ વિસ્તારમાં ફરતાં મને એક પ્રોજેક્ટ અમલદાર મળ્યો. તેણે કોટપાટલૂન નેકટાઈ પહેરેલાં હતાં. તેણે મને કહ્યું, "અમારે શાળાઓમાં રેંટિયા દાખલ કરવા છે." મેં તેને પૂછ્યું, "રેંટિયા શીખવશે કોણ?" "હું શીખવીશ. મને આવડે છે." તેણે જવાબ આપ્યો. મને મનમાં ખૂબ હસવું આવ્યું. કોટ, પાટલૂન અને નેકટાઈ ધારણ કરનાર આ અમલદાર બાળકોને કાંતતાં શીખવામાં ગમે તેટલો કુશળ હોય પણ જ્યાં સુધી કાંતવાનું તેના જીવનમાં સ્વાભાવિક બની ગયું ન હોય ત્યાં સુધી એ વિદ્યાર્થીઓને કાંતતા કરી શકે જ નહિ. આજે શાળાઓમાં કાયદેસરનું સૂતર નીકળે છે. કાયદેસરનું શિક્ષણ, કાયદેસરના શિક્ષક અને કાયદેસરના ઉદ્યોગો આપણો નાશ કરશે.

## જ્ઞાનગંગાની ગંગોત્રી

શિક્ષક ભાઈઓ, આજે દેશ તમારી તરફ મીટ માંડીને જોઈ રહ્યો છે. તમારે ભારતના ભાવિ નાગરિકો ઘડવાના છે. એ કામ માત્ર ચોપડીઓ ભણાવવાથી થવાનું નથી. આજે પણ શાળાઓમાં એકનાં એક પુસ્તકો અને એકનાં એક ગીતો શીખવાય છે. એ બધું એંઠું જ્ઞાન છે. બાળકોને દેશના સાચા નાગરિક બનાવવા હશે તો એવા એંઠા જ્ઞાનથી થવાના નથી. આજે તો રોજ વહાણું વાય છે ને યુગ પલટાય છે. એ પલટાતા યુગ સાથે તમારે પણ પલટાવું પડશે. પલટાતા યુગ ને પલટાતી પરિસ્થિતિ પ્રમાણે નિત્ય નવું જ્ઞાન તમારે મેળવવું પડશે ને તે બાળકોને પીરસવું પડશે. આ કામ

હૈયા—ઉકલત અને કોઠાવિદ્યા હશે તો જ થશે. બાળકો માટે અખૂટ પ્રેમનો ઝરો તમારા હૃદયમાં વહેતો હશે તો જ્ઞાન તો તમને મળવાનું છે. જ્ઞાન તો દરેક શિક્ષકમાં ઢગલાબંધ પડયું છે. તેને માત્ર પ્રેમની ગરમી આપવાની જરૂર છે. વાછરડાને જોતાં જ ગાય જેમ પાહો મૂકે છે તેમ બાળકોને જોતાં જ શિક્ષકનું હૈયું પ્રેમથી ઊભરાઈ જાય તો તેને ખબર ન પડે એ રીતે મોંઢામાંથી જ્ઞાનની વાતો નીકળી પડે છે.

ભાઈઓ, તમારે બાળકોને ક્રિયાશીલ, જ્ઞાનવાન અને ભક્તિવાળાં બનાવવાનાં છે તમે એ તરફ ધ્યાન આપજો બાળકોને તમે તમારું સર્વસ્વ જાણજો તમારે તમારું કલ્યાણ સાધવું હોય તો તમારા ધંધાને ધર્મભાવે સ્વીકારજો. તમારો ધંધો પવિત્ર છે. એ પવિત્ર ધર્મનું પાલન કરતા કરતા તમે પણ પવિત્ર થશો.

## યજ્ઞનો અર્થ: 'વિચારક્રાંતિનુ' આદિવચન*

શહેરમાં અને ગામડાંમાં આપણે ફરીએ છીએ. જેને ગરીબ કહેવામાં આવે છે તેમની વચ્ચે ફરીએ છીએ.—પણ હું એમને ગરીબ નથી કહેતો. ભગવાને જેને હાથપગ જેવી સંપત આપી હોય તે ગરીબ શેનાં ? રોટલો ખાય છે કે રોટલી ખાય છે તે પરથી ગરીબ—અમીર નક્કી ન કરી શકાય—પણ આ કહેવાતાં ગરીબોની વચ્ચે ફરીએ છીએ ત્યારે એમના પ્રેમ જોઈને છાતી ગજ ગજ ફૂલે છે. એ આપણી પાસેથી ઘણી ઘણી આશાઓ રાખે છે. એમને શું આપીએ ? આપણી પાસે મૂડી થોડી છે. આપણે એ મૂડી વધારવાની છે. તે ખાતર આ શિબિરમા એક અઠવાડીઉં રહીને ભાતું ભેગું કરવાનું છે.

* વિચાર-શિબિરમાં આચાર્ય દાદા ધર્માધિકારીએ આપેલાં વીસ પ્રવચનોનો જે સંગ્રહ " વિચાર ક્રાંતિ " નામે તરતમાં પ્રગટ થશે, તેનું આદિવચન.

## ક્રાંતિનાં બે વાહન : વિચાર અને આચાર

ગામડાંમાં ઘણાં પૂછે છે કે, "૩૬ કરોડની વસ્તીવાળો આવડો મોટો દેશ ક્યારે સમજી લેશે ? ૧૯૫૭ પહેલાં તમે બધાંને સમજાવી શકશો ?" મોટા મોટા આંકડાશાસ્ત્રીને ગભરાવી મૂકે એવો સવાલ છે, ત્યાં આપણે તે કોણ ? પણ હું તો ગામડાંમાં રહેલો છું તે ગામડાંનું એક દૃષ્ટાંત આપીશ. ગામડાંમાં દસ અગિયાર વાગે ઢોરાં છોડવાનો સાદ પડે છે. એ સાદ કંઈ દરેક જણ સાંભળતું નથી. થોડાં સાંભળે છે તે છોડવા માંડે છે ને એમનું જોઈ જોઈને બીજાં બધાંય પોતપોતાનાં ઢોરાં છોડી મૂકી છે. એમાં જેમ થોડાને સાદ સંભળાય છે ને બાકીના એમનાં આચરણને અનુસરે છે, તેમ જો થોડાં લોકો સત્પુરુષની વાતો સાંભળીને સમજી જાય ને પછી આચારમાં ઉતારે તો બાકીનાં લોકો એમની પાછળ પાછળ આવવાનાં. ગામડામાં ભાષણ કરીએ ત્યારે લોક એ બધું તો સમજે કે નયે સમજે, પણ એટલો તત્ત્વ-સાર ગ્રહણ કરી લે છે કે ભૂદાનવાળા જમીન લઈને વહેંચી આપવા આવ્યા છે. એમને શી રીતે સમજાવવા ? એમને આચારથી જ સમજાવી શકાય.

## યજ્ઞનો અર્થ

લોકો આપવા ને ઘસાવા તૈયાર હોય છે. તોય બુદ્ધિશાળીઓ દલીલ કરે છે કે, બધાં સ્વાર્થી છે ને જે કાંઈ પ્રયત્ન કરે છે તે સ્વાર્થ માટે જ કરે છે." એમને મારો જવાબ છે કે સામાન્ય માણસ સ્વાર્થી પણ નથી, કે નિઃસ્વાર્થી પણ નથી. એ તો સંજોગોને આધીન થાય છે. જે દેખાય છે તે સ્વાર્થ એનો સ્વભાવ નથી, પણ 'વિકૃતિ છે. એનો મૂળ સ્વભાવ દુષ્ટ નથી. હું એમને લોઢાનો દાખલો આપું છું. ગામડાંમાં લોકોને પૂછીએ છીએ કે "લોઢાનો રંગ કેવો ?" તો કોઈ કહેશે, "કાળો", પણ જે ખેડુત હશે, હળ વતી ખેડનારો હશે તે તો કહેશે કે, "લોઢાનો રંગ તો ચાંદી જેવો ધોળો હોય છે." જેને કાળો રંગ કહે છે તે તો વિકૃતિ છે,

મૂળ રંગ પર ચડેલો કાટ છે. કાટ ઘસાઈ જાય છે ત્યારે લોઢું ચાંદી જેવું ચમકે છે. ઘસાતું લોઢું માત્ર ચાંદી જેવું ઊજળું જ નથી હોતું, રેશમ જેવું સુંવાળું પણ હોય છે. પણ જે ઘસાતું નથી તે કાળું હોય છે, ખરબચડું હોય છે અને એના ઉપરથી કાટની પોપડીઓ ઊખડે છે. ઘસાઇને નહીં તો પોપડી ઊખડીને, એ ઓછો તો થવાનો જ. પણ ઘસાઇને ઓછો થાય ત્યારે યજ્ઞ કહેવાય છે. મને તો સંસ્કૃત આવડતું નથી. મારા યજમાનોનેય (ગામડિયાઓનેય) આવડે નહીં. એટલે સંસ્કૃતમાં યજ્ઞની શી ખબર શી વ્યાખ્યા હશે તે તો, પણ હું તો કહું છું કે યજ્ઞ એટલે ઘસાઈ છૂટવું

## પહેલા પુરુષ એકવચનથી શરૂ કરીએ

આપણે બીજા માટે કઈ રીતે ઘસાઈ છૂટીએ ને ઘસાઇને ઊજળા થઇએ તે શીખવા માટે આપણે અહીં આઠ દહાડા રહીશું. આપણને તે માટે યોગ્ય આચાર્ય મળ્યા છે. માટે શાંતિથી સાંભળજો. ભગવાને બે કાન આપ્યા છે તે એક કાનેથી સાંભળીને બીજા કાનેથી કાઢી નાંખવા માટે નથી આપ્યા. બેય કાને સાંભળીને સોંસરું પેટમાં ઉતારવા માટે ભગવાને બે કાન આપ્યા છે. તો આ આઠ દહાડામાં ભાતું બાંધી લઇએ ને પછી સમાજમાં નીકળીએ. આજે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે કે જો સમાજમાં ફેરફાર નહીં કરીએ તો હિંદનો અંત આવશે. પહેલો ફેરફાર પોતામાં કરવો રહ્યો. શરૂઆત તો પહેલા પુરુષ એક વચનથી જ કરવાની હોય.

સાબરમતી, ૨૧–૮–'૫૫, વિચાર–શિબિરના ઉદ્ઘાટન પ્રવચનમાંથી.

## કાર્યકર્તાઓને

[પળનિમાં સર્વસેવા સંઘે પૂજ્ય વિનોબાની પ્રેરણાથી નિધિમુક્તિનો ઠરાવ કર્યો તેને પગલે પગલે ગૂજરાત ભૂદાન સમિતિએ પોતાના આત્મવિસર્જનનો તથા જિલ્લા ભૂદાન સમિતિઓનાં વિસર્જનનો ઠરાવ ૧૮મી ડિસેમ્બર ૧૯૫૬ને દિવસે પેટલાદમાં જિલ્લા પ્રતિનિધિઓ તથા કાર્યકર્તાઓની સભામાં કર્યો. ઠરાવ કરતાં પહેલાં તંત્રમુક્તિના લાભાલાભ વિશે સારી ચર્ચા થઈ. તે બધાને મહારાજના નીચેના ભાષણથી એક નિર્ણયાત્મક વળાંક મળ્યો.]

### ક્રાંત-દ્રષ્ટાઓની રીત

ક્રાંતિકારી દ્રષ્ટાઓ માણસનાં મોંઢાં સામે નથી જોતા, એ તો કાળના મોંઢા સામે જુએ છે. તેઓ કાળ જોઈને માપ કાઢે છે. વિનોબાજી પાસે કાળનું માપ છે, એક દર્શનનું માપ છે. નવજીવન કાઢતાં પહેલાં ક્યાંય સુધી ગાંધીજી આનાકાની કરતા હતા, પણ પછી એકદમ કહેવા મંડ્યા કે "હવે મારાથી નથી રહેવાતું અને એમણે નવજીવન શરૂ કર્યું. તેવી જ રીતે બેતાળીસમાં એકદમ અંગ્રેજોને કહી દીધું કે તમે હવે તો જાવ! મહાપુરુષો આપણાં મોં જોઈને પગલું નથી ભરતા, એ તો ઈશ્વિર પર ભરોસો રાખીને ચાલે છે. એટલે હું તો વિનોબાજીની આ વાતને મારા હૃદયથી વધાવું છું.

### શૂરાઓ, ઝંપલાવજો !

એકલો જાને રે' કહીને એ (વિનોબા) તો ઈશ્વરને ઇશારે ઊપડ્યો છે. આપણે પણ આપણી પાસે જે કાંઈ શક્તિ હોય તે ઈશ્વરને અર્પણ કરો આ દૈવી કામ છે, ઈશ્વરનું કામ છે. નહીં તો આવી વાત તે કોણ સાંભળે? વેંત ભોંય માટે ભાઈઓ ભાઈઓ વચ્ચે જ્યાં રોજ ધારિયાં ઊછળતાં ત્યાં જઈને હું કહું છું કે જમીન પર તમારી માલિકી હવે નથી રહેવાની, તોયે લોકો સામે ચાલીને સામૈયું કરવા આવે છે ને બીજા ગામ સુધી મૂકવા આવે છે! એટલે આ તો યુગનું બળ છે. માટે તો આ વિશે શ્રદ્ધા છે. જેને જેને દોડવું હોય તે દોડો, બાકી જે થવાનું છે તે થવાનું છે. પણ એમ માનશો

-નહિ કે આપણા જે મોટા આમાં નથી દોડતા તે ક્રાંતિકારી નથી. આ રસ્તે હીંડીશું તો ગામ આવવાનું છે, એવી જેને ખાતરી પડી ગઈ હોય તે કૂદી પડે!

## એ તો કાળ ભગવાનની કળા!

આ તો દિલમાં ઊગવાની વાત છે. હું વિનોબાજી પાસે જઈ આવ્યો. કામ કરવાનું નક્કી કર્યું, તોયે આવીને આઠ દહાડા ખોચા-ણમાં બેસી રહ્યો હતો "કેવી રીતે કરવું? માગવાથી તે કોઇ જમીન આપે?" એવું એવું થતું હતું પણ જેવી કોઇએ સામે બોલાવીને આપી કે 'ગેડ' બેસી ગઈ. ગાંધીજી ને વિનોબાજી જેવાનેય ક્યાં 'સમજ' પડે છે? એમનેય ભગવાનનો ઇશારો થાય છે ને પછી 'સમજ' તો પડે છે. વિનોબાજીને પણ કાંઈ એમને એમ આની ગમ નહોતી પડી પણ જેવું દાન મળ્યું કે એમને કાળની સમજણ પડી ગઇ. એના જેટલી સમજણ મને કે તમને કોઇનેય નહીં પડે. ગાંધીજીની સમજણ સરદાર-જવાહરનેય નહોતી પડી આપણે આપણી મેળે ઊંચા થઇએ, નીચા થઇએ, પણ સમજણ તો એની છે. એટલે અપજશ મળશે તો અપજશ, પણ આ કરવા જેવું છે કહીને કૂદી પડાય તો કૂદી પડો સર્વસેવા સંઘનેય વિનોબાજી જેટલો વિશ્વાસ નથી આવવાનો વિનોબાજી તો વિશ્વાસથી ઊભરાય છે અને અહીં લોકો સાંભળવા બેઠા છે એમાંથી કોઈ થોડા દહાડાની તો કોઈ વધુ દહાડાની ભાઇબંધી કરશે છેક સુધી તો શી ખબર કોણ જઈ પહોંચશે પણ અહીં તો એની એકની તૈયારી એ સૌની તૈયારી છે

## દઈનો ઘોડો છૂટ્યો

મને ગમતું હતું તેવું આ માણસે કર્યું છે હવે છૂટા થઈ ને આડો દોડવા. 'દઈનો ઘોડો પાણી પીને' છૂટ્યો છે કોઇ એની ચિંતા કરશો નહીં. છેક ભગવાનની પાસે બેઠેલાને પણ એમાં પૂરી સમજ પડતી નથી, તો આપણને તો ક્યાંથી પડે! આ સિવાય મને

તા ગમ પડતી નથી હુ તો એટલુ જ જાણુ કે આ જિંદગીમા એની પાછળ (ગાધી વિનોબા જેવાની પાછળ) દોડવામા મજા છે મને સમજણ પડી નથી, પણ ગેડ' (ગડી) બેમી ગઇ છે કોઈ પૂછે કે 'આનુ આમ કેમ ને તેમ કેમ ?' તો ઉત્તર ન દઇ શકુ, પણ કરવાનુ તો આ જ છે એની પાકી 'ગેડ' બસી ગઈ છે

વજુભાઈ એ તૈયારી કરવાની વાત કરી, પણ મોટા પુરુષો તૈયારી કરતા નથી પચમહાલમા એક ભીલ મળ્યો'તો તે કહેતો'તો કે 'મા'રાજ તમે કહો છો તે તો સાચુ છ આ બધી માલિકી કઈ રહેવાની નથી ' પણ કેમે કર્યુ છૂટતુ નથી તોયે એટલુ નકકી કે માલિકી રહેવાની નથી ' એવુ છે ! કેમ થશે એની સમજ ન પડે પણ મનમા દીવા જેવુ દેખાય કે થવાનુ તો આ જ છે, એટલે મે એને શ્રદ્ધાનો વિષય કહ્યો બાકી ચર્ચા કરવી હોય તો કરો એમાયે ખોટુ નથી

## સમય સમય બલવાન હૈ

સરદાર સાહેબ એકવાર વડોદરા ગયા તા ત્યારે કઈ તોફાન થયા ને કઇ પથરા પડયા'તા ! જોવા જેવી થઇ'તી પાચ-સાત જ વરસ પછી સરદાર વડોદરા આવ્યા ત્યારે મને કહે કે હીંડ વડોદરા, જો હવે પથરા કેવાક પડે છે ! હું તો એમના સલૂનમા બેસી ગયો કોઇએ પથરાય ના માર્યા ને કઈ નહીં ત્યા તો સ્ટેશન પર પાથરણા પાથરેલા ને તોરણો બાધેલા એક તરફ રાજદરબારના લોકો હારબધ ઊભેલા ને બીજી તરફ આ પણા બધા ખાદીવાળા ઊભેલા બધા હળીમળીને સ્વાગત કરતા હતા કોને ખબર હતી કે સાત વરસમા સમો છેક આવો બદલાઇ ગયો હશે ! પણ જેને બેસી ગઇ'તી તને તો પહેલેથી જ 'ગેડ' બેસી ગઇ'તી કે આવુ થવાનુ જ છે

એટલે તૈયારી તો બધી એની છે બાકી આપણે તો દોડવાની તૈયારી કરવાની છે દોડી શકીશુ તો જરૂર પહોચી શકીશુ

( સભાની પૂર્ણાહુતિ કરતા પૂજ્ય મહારાજે કાર્યકર્તાઓને આ દિવ્ય ક્રાંતિમા રહેલા જીવન સાફલ્યનુ દર્શન કરાવ્યુ. )

## ભાગ્યનું ઉપનિષદ

શું થવાનું છે એની ખબર નથી પડતી, પણ કંઈક થવાનું છે એ નિશ્ચિત છે જીવનમાં આપણે ચિંતવન ને આચરણ કરવા પડશે આપણે ભાગ્યશાળી છીએ એમ માનજો, કેમકે પવિત્ર કામ ભાગ્યશાળીના હાથમાં આવે છે આમાં કૂડકપટ કે દિલચોરી થઇ શકે એવું નથી કેટલાક ધંધા જ એવા હોય છે જેમાં જૂઠું બોલવું હોય તોય બોલાય નહીં, અને કેટલાક એવા હોય છે, જેમાં સત્ય બોલવું હોય તોયે બોલાય નહીં ખેડૂત હળ હાંકતા હાંકતા વિચાર કરે કે ચાલ ત્યારે, આજે તો જૂઠું બોલું ! તે એ શી વાતનું જૂઠું બોલે ! હા, પૈસા માટે ખેતરમાં કામ કરતો હોય તો શેઠ પાસે જૂઠું બોલે ને કામચોરી કરે, પણ પંડના ખેતી જેવા ધંધામાં ખોટું કરી કરી ને કરે શું ? તેવું આપણું આ કામ છે એનો મરમ સમજજો અને એ સમજીને આ કામમાં દિલ રેડી દેજો તો બેડો પાર થઇ જશે જીવન સુધરી જાય એવું કામ હાથ લાગ્યું છે તો મરતી વખતે ખુશી ઊપજે એ રીતે કામ

( નોંધ અને સંપાદન હરીશ વ્યાસ, પ્રબોધ ચોક્સી )

